અંદરના ઉપરણા પરના ચિત્રમાં ભગવાન બુદ્ધની માતા માયારાણીને આવેલા સ્વપ્નનું અર્થઘટન રાજા શુદ્ધોદનને કહી સંભળાવતા ત્રણ પંડિતોને આલેખતા શિલ્પની પ્રતિકૃતિ જોવા મળે છે. ચિત્રની નીચેના ભાગમાં પંડિતોના અર્થઘટનને નોંધી લેતો લહિયો નજરે પડે છે. ભારતમાં લેખનકલા અંગેનું આ કદાચ પ્રાચીનતમ ચિત્રાંકન છે.

નાગાર્જુનકોન્ડા (ઈશુની બીજી સદીનું) શિલ્પ

નેશનલ મ્યુઝિયમ, નવી દિલ્હીના સૌજન્યથી.

સાહિત્ય અકાદેમી પુરસ્કારપ્રાપ્ત અંગ્રેજી નવલકથા

# ડુંગરિયે દવ લાગ્યો


લેખિકા

**અનિતા દેસાઈ**

અનુવાદિકા

**અનિલા દલાલ**



સાહિત્ય અકાદેમી

**Dungariye Dav Lagyo (डुंगरिये दव लाग्यो) :**
Gujarati translation by Anila Dalal of
Anita Desai's Award winning novel *Fire on the Mountain* in English
Sahitya Akademi, New Delhi (2001), Rs. One Hundred


First edition : 2001

**Published by :**
Sahitya Akademi

**Head Office :**
Rabindra Bhavan, 35, Ferozeshah Road, New Delhi 110 001

**Sales Department :**
Basement in 'Swati', Mandir Marg, New Delhi 110 001

**Regional Offices :**
172, M.M.G.S. Marg, Dadar (East), Mumbai 400 014
Jeevan Tara, 23A/44X, Diamond Harbour Road, Kolkata 700 053
Central College Campus, Dr. B. R. Ambedkar Veedhi, Bangalore 560 001

**Sub-Regional Office :**
C.I.T. Campus, TTTI Post, Taramani, Chennai 600 013

**ISBN 81-260-1148-3**

કિંમત : રૂ. 100.00

**Cover Design** : Shubhada Mule

Printed at :
**Sharda Mudranalaya,**
Opp. Jumma Maszid, Gandhi Road, Ahmedabad 380 001

# અનુક્રમણિકા

# 1

જ્યારે નંદા કૌલે 'અપર મૉલ' આગળ ધીરેથી રસ્તા પર વળાંક લઈ રહેલા ટપાલીને જોયો, ત્યારે તે દેવદારુનાં વૃક્ષોની સુવાસિત હવા લેવા, અને દેવદારુની સળીઓના ઢગલા નીચેથી અદૃશ્યપણે ગુંજન કરતાં તમરાંઓનો અવાજ સાંભળવા વૃક્ષો નીચે અટકી ગઈ. તે એને શોધવા માટે બહાર નીકળી નહોતી, 'કેરિગ્નાનો' આગળ તે અટકે તેમ તે ઇચ્છતી નહોતી, તેને કોઈ પત્રો મેળવવાની ખેવના નહોતી. ફૂલેલા કોથળા હેઠળ ઢંકાઈ ગયેલા ટપાલીના દૃશ્યે તેની તે દિવસની શીતળ ગુફામાં ચચરાટભર્યો એક મોટો દડો ગબડાવ્યો, અને ગુફાને કઢંગી રીતે બંધ કરી દીધી; કોથળાઓ અને પત્રો, સંદેશાઓ અને માગણીઓ, વિનવણીઓ, વચનો અને પૂછપરછ – એણે અહીં 'કેરિગ્નાનો'માં એ બધાંથી તદ્દન અલિપ્ત થઈ જવા ઇચ્છ્યું હતું. તેને આ કેવળ દેવદારુ અને તમરાં સાથે જ રહેવાનું ચાહ્યું હતું. તેને થયું કે પેલો અહીં ના અટકે તો સારું !

કસૌલીના આ 'કેરિગ્નાનો'માં તેને જેની જરૂર હતી તે બધું જ હતું. અહીં પર્વતની ધારે આ શાંત ઘરમાં બધું જ હતું. 'કેરિગ્નાનો'માં પ્રથમ દિવસે એણે શાતા અનુભવી હતી – આ એવી જગ્યા હતી અને જીવનનો એવો સમય હતો, જેને માટે તેણે ઝંખના રાખી હતી, અને જીવનભર તૈયારી કરી હતી – અને અંતે તે તે પામી હતી. તેને કોઈ વ્યક્તિની જરૂર નહોતી અને કોઈ વસ્તુની ઇચ્છા નહોતી. જે કાંઈ બીજું અહીં આવતું કે થતું તે તેને માટે અનિચ્છિત વિક્ષેપ અને વ્યગ્રતા હતાં.

તેણે આ સંદેશ, પેલા પગ ઘસડી ચાલતા ટપાલીને પર્વતની ઊંચાઈએથી, તેની પ્રામાણિક ભાર વહન કરતી પીઠ તરફ, પોતાની ઠંડી ધારદાર નજરથી પહોંચાડવાનો પ્રયાસ કર્યો. કમભાગ્યે ટપાલીએ પર્વતની ટોચ પર ઊભેલી તેના તરફ જોયું જ નહીં, પણ ચાલતાંચાલતાં તેનાં ઘસડાતાં જોડાં પર એકઠી થતી ધૂળ' તરફ જ તાકતો રહ્યો. 'પશુ, બળદિયો' : તેણે કટુતાથી વિચાર્યું, અને પોતાની નજર પાછી વાળી લીધી. તે બગીચામાં પાછી ચાલી, ત્યાં તો એકાએક પવનના એક ઝપાટે દેવદારુની ડાળીઓને અને સળીઓને એવી નીચે પાડી કે જાણે તેની આસપાસ એક પડદો થઈ ગયો. તે ભૂખરા વાનવાળી, ઊંચી અને પાતળી હતી; તેની રેશમી સાડી સર્ સર્ અવાજ અને કંપન પેદા કરતી હતી; પોતે દેવદારુનાં વૃક્ષોમાં ભળી જાય અને તેમાંની જ એક કહેવાય

એવો તરંગ તેના મનમાં ઊઠી જતો. એક વૃક્ષ હોવું – કશુંય વધારે નહીં, કશુંય ઓછું નહીં – માત્ર એક વૃક્ષ બની જવાને તે તૈયાર હતી.

અહીં 'કેરિગ્નાનો'માં જેણે તેને ખુશ કરી હતી, તૃપ્ત કરી હતી તે હતું તેનું વેરાનપણું. અલબત્ત, સમગ્ર કસૌલીની આ જ મુખ્ય લાક્ષણિકતા હતી – તેની રુક્ષતા. ખડકો હતા, દેવદારુ હતાં; પ્રકાશ અને હવા હતાં. દરેક દિશામાં દૂર સુધી વહી જતું વ્યાપક દૃશ્ય હતું – ઉત્તર તરફ પર્વતોનું, દક્ષિણ તરફ મેદાનોનું. ક્યારેક એક ગરુડ પ્રકાશ અને હવાના આ શુદ્ધ અનવરુદ્ધ પુંજમાંથી સરી જતું. બસ, આ જ બધું.

અને 'કેરિગ્નાનો'ને, તેનાં ધાર પરનાં ઘરને આથી વિશેષ બીજું કશું નહોતું. શા માટે હોવું જોઈએ ? તેની સફેદ દીવાલો પર સૂર્ય પ્રકાશતો; તેની બારીઓ ખુલ્લી હતી; જે બારીઓ ઉત્તર તરફ ઊઘડતી હતી તેમાંથી હિમાલયના ભૂરા તરંગો વહી જતા દેખીતા, અને તે આકાશ પર્યંત અંકિત બરફની રેખામાં ભળી જતા હતા; જે બારીઓ દક્ષિણ તરફ હતી તેમાંથી નીચે ઊતરતી ટેકરીઓ દેખાતી, જે સપાટ સુક્કાં મેદાનમાં થઈ ઝાંખી દેખાતી ક્ષિતિજ સુધી વિખરાઈ જતી હતી.

હા, ઘરની નજીક કેટલાંક જરદાળુનાં ઝાડ હતાં; કેટલાંક છોડનાં ઝુંડ હતાં અને તેના પર આઇરિસનાં ફૂલ બેસી ગયાં હતાં; ત્યાં એક રસોડું હતું, અને તેની ચિમનીમાંથી ધુવાડો ઊંચે જવાની વ્યવસ્થા હતી; રસોડાનાં બારણાં બહાર લાકડાંનો ઢગલો હતો. પણ આ બધું આકસ્મિક હતું, તેનું કશું મહત્ત્વ નહોતું. અત્યારે નંદા કૌલ ટૂંકા, સૂકા ઘાસ પરથી ચળકતા જરદાળુને ઉપાડવા માટે નીચી નમી હતી, છતાં તેને મન આની કોઈ વિશેષતા નહોતી. તે નીચે પડવાથી છૂંદાઈ ગયું હતું અને નંદાએ તેને દૂર ઉછાળી દીધું. તરત જ રંગબેરંગી હુડહુડે જરદાળુનું ફેંકાવું અને ચળકાટ જોઈ તેના પર ઝાપટ મારી; છોતરું ફાડી તેનો ચળકતો ગર્ભ કાઢી પોતાની ચાંચમાં એક પિંડ પકડી ઊડી ગયું. નંદાને ખબર હતી કે તેના શયનખંડની બારીની બહાર આ પંખીનો માળો હતો, પરંતુ પંખી બચ્ચાંઓને ખવડાવે તે જોવા તે રોકાઈ નહીં. આ દૃશ્ય તેને કોઈ આનંદથી ભરી દેતું નહીં. તેમની કિકિયારીઓ તીણી હતી, અને મગજને ગાંડું કરી દેતી.

તેને બદલે તે ઊલટી દિશામાં ફરી અને તેના બગીચાના સૌથી ઊંચા ટેકરા પર ચઢી ગઈ. ત્યાં પવન તીક્ષ્ણ હતો અને દૃશ્ય દૂર સુધી વિસ્તરેલું હતું.

પણ ત્યાં પહોંચીને તે શ્વાસ લેવા અટકી અને નીચે નજર નાખી ત્યારે પેલો ટપાલી પર્વતના ઢંકાયેલા વળાંકમાંથી નીકળી તેના દરવાજાની નીચેના રસ્તા પર આવી પહોંચ્યો હતો. તે હજીય જોડાં ઘસડતો, કંઈક ઉદાસભાવે 'કેરિગ્નાનો'ની નજીક આવતો હતો. નંદા કૌલનાં નસકોરાં ચઢી ગયાં અને કંઈક અણગમાથી તે ધોળાં થઈ ગયાં.

નિશાળના એક છોકરાની પાછળ ચાલતાંચાલતાં ટપાલી ધીમો પડી ગયો અને આથી નંદાને ખૂબ ચીડ ચઢી. પેલો છોકરો ટેકરીઓની દિશામાંથી આવ્યો હતો અને કોઈ હેતુ કે અર્થ વિના, સમય બગાડતો ધીમેધીમે નિશાળ તરફ જતો હતો, તે એકાદ સપાટ પથ્થર ઉપાડવા ઊભો રહી જતો, તો વળી તે પથ્થર ખિસકોલી પર ફેંકવા

રોકાતો; બીજી વાર વળી મૂઠીભર કાંટાવાળી રાસબરી લેવા ટેકરી પર અર્ધે સુધી ચઢી જતો; પછી તેના કુલા પર ઘસડાતો સુવર્ણભૃંગ શોધતો ખાડા તરફ જતો. એ છોકરાની તરંગી ગતિથી મોહિત થયેલા ટપાલીને એને આંબી આગળ જવાનું અસંભવ લાગતું હતું, તે અટકતો અટકતો છોકરાની પાછળ રહેતો અને ત્યારે ઝીણી આંખ કરી નંદા કૌલ ટેકરા પર બળી જતી.

'પગ ઉપાડ, અલ્યા,' તે મનોમન વિચારતી – 'એનો પીછો મૂકી દે !'

પછી તો આવી તરંગભરી અનિર્ણયની સ્થિતિને જોયા કરવાનું તે સહન ન કરી શકતાં, પાછી વળી અને તેને બદલે પોતાના સાદા, સફેદ, ધોવાઈ ગયેલાં, ટેકરીની ધારે આવેલાં ચમકતાં મકાનને જોવા લાગી. ઉત્તર તરફની દીવાલ પર તગતગતો સૂર્ય ચળકી રહ્યો હતો. પોતા માટે તેને એ મકાન એટલું તો ઉચિત લાગ્યું કે તેનું હૃદય પૂર્ણપણે સંતૃપ્ત થયું. તે કેવી રીતે કોઈ બીજાની માલિકીનું હોઈ શકે ? નંદા કૌલ ત્યાં આવી તે પહેલાં તે મકાન કેવું હોવાની સંભાવના હોઈ શકે ? તે કલ્પના કરી શકી નહીં.

# 2

ટપાલીની કલ્પનામાં કશુંય નહોતું. પણ તેને કેટલીક વાતોની જાણ હતી. આ મકાન નંદા કૌલની માલિકીનું બન્યું તે પહેલાંય તેને એને વિશે જાણકારી હતી.

અલબત્ત, તેનો સમગ્ર ઇતિહાસ તેને ખબર નહોતો, કારણ કે તે મકાન 1843માં કર્નલ મેક્ડુગલે તેની પત્ની માટે બાંધ્યું હતું; તેની પત્ની મેદાનોમાં આવેલી અંબાલાની લશ્કરી છાવણીની ગરમીને સહી શકતી નહીં અને વળી તેનાં અભિશાપગ્રસ્ત નબળાં બાળકોને તે ઉનાળામાં પર્વત પર લઈ જઈ તેમને બચાવી લેવાની આશા પણ રાખતો હતો. એનાં સંસ્મરણોમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે; એ સંસ્મરણો તેને અંગત રીતે પ્રકટ કર્યાં હતાં અને વહેંચ્યાં હતાં, પણ તે હવે સુલભ નથી. તેણે તેમાં ક્રિયાશીલ જીવન અને પોતે ભાગ લીધેલા એવા અનેક લશ્કરી વ્યૂહોના હેવાલ આપી તે સ્મરણો પૂરાં કર્યાં હતાં; તેમાં તેણે જેને 'કેરિગ્નાનો' નામ આપ્યું હતું તે ઘરનું વર્ણન હતું અને કેવી રીતે તે અને તેની પત્ની એલિસ સંધ્યા સમયે બારી પાસે બેસતાં – એલિસ માંદી હોવાને કારણે કાશ્મીરી શાલ લપેટી રાખતી અને તે પોતે પાઇપ અને તમાકુ સાથે રાખી બેસતો – અને સબાથુ સુધીની ખીણ તરફ જોતાં, જ્યાં લશ્કરી કબ્રસ્તાનની કબરોનાં ધોળાં ટપકાં વચ્ચે, એક પછી એક તેમનાં પોતાનાં સાત બાળકોને તેઓ દાટી આવ્યાં હતાં.

ટેકરીઓની પેલે પાર સબાથુના કબ્રસ્તાનમાં ખુદ કર્નલ અને તેની પત્ની એલિસને લઈ જવામાં આવ્યાં તે પછી કેટલાંક વર્ષો સુધી આ ઘર ખાલી પડી રહ્યું અને એક દિવસ ભયાનક વાવાઝોડામાં તે લગભગ નષ્ટ જેવું થઈ ગયું. વાટા પાડેલાં લોઢાનાં પતરાંનું આખું છાપરું કર્નલ મેક્ડુગલે લીલા રંગથી રંગ્યું હતું, પણ જતે દિવસે તે તેના મૂળ ભૂખરા રંગમાં ફેરવાઈ ગયું હતું, તે છાપરું આ તોફાનમાં ચોરસ પથ્થરોની દીવાલ પરથી ઊખડી ગયું અને છેક દૂર ગરખલ સુધી ટેકરીની નીચે ફેંકાઈ ગયું હતું; ત્યાં રસ્તા પરના લાકડાના ઢગલાની ઓથે આશરો લેવા પ્રયત્ન કરી રહેલા એક મજૂરનું માથું પેલાં પતરાંની તીવ્ર ધારથી કપાઈ ગયું હતું.

સમય જતાં છાપરું ફરીથી મુકાયું; અલબત્ત, પેલા મજૂરનું માથું તો નહીં – અને કસૌલીના એક દેવળના પાદરીએ ઘર ખરીદી લીધું. પાદરીને એ વાતનું દુઃખ

થયું કે ટેકરાની ધાર પરની ઘરની ખુલ્લી પરિસ્થિતિને કારણે પોતાની ઇચ્છા મુજબનો 'કૉટેજ ગાર્ડન' કરવો અશક્ય હતું. જોકે તેણે ત્રણ જરદાળુનાં વૃક્ષો તો રોપ્યાં જ, જેથી પવનનાં ભારે તોફાનમાં ઘરને રક્ષણ મળ્યું; તે વૃક્ષો પથરાળ ધરતીમાં ચોંટી રહ્યાં અને તેના પર ફળ પણ બેઠાં. આનંદમાં ને આનંદમાં તેણે ગાર્ડન હાઉસમાં યોજાયેલ એક સેલમાંથી આરસની પંખીઓને નહાવાની કુંડી ખરીદી લીધી અને વૃક્ષો નીચે ગોઠવી દીધી; ગાર્ડન હાઉસની માલિક બે વૃદ્ધ ઍલટ બહેનો એક બીજાથી અઠવાડિયાના અંતરે મૃત્યુ પામી હતી અને તેમનો સામાન આ રીતે લીલામ થયો હતો. બુલબુલ તથા હુડહુડ જરદાળુની મિજબાની ઉડાવતાં, પેલી કુંડીમાં પાંખો ફફડાવતાં જતાં અને ડૂબકી મારી શરીર ધોતાં તેમજ પાણીનો ચારેબાજુ છંટકાવ કરતાં, જે જોવાનો પાદરીને અતિ આનંદ થતો.

જો તેની પત્નીએ જરદાળુનો મુરબ્બો બનાવ્યો હોત તો તેનો આનંદ પૂર્ણ થાત, પણ તે બનાવતી નહીં. તે તેને એટલો ધિક્કારતી હતી કે એને માટે મુરબ્બો બનાવતી નહીં. તેમનાં લગ્નને જેમજેમ લાંબો સમય થતો ગયો તેમતેમ તે તેને વધારે ધિક્કારવા લાગી હતી અને લગભગ રોજે જ તેને મારી નાખવાનો પ્રયાસ કરતી. પણ તે જીવી જતો. જેવી એની પીઠ ફરતી કે તે પાદરી તેને માટે બનાવેલી ચા ખુરસીની પાસેના જીરેનિયમ ફૂલોના છોડમાં રેડી દેતો અને ચૂપચાપ ફૂલોને કરમાઈ મરી જતાં જોતો. તેની પત્ની રસોડાની છરી તેને ભોંકે તેની ક્ષણવાર પહેલાં જ એકવાર તે જાગી ગયો હતો અને પછી તો તે એક આંખ ખુલ્લી રાખીને ઊંઘી જવાનું શીખી ગયો – તે અંધ નહોતો થયો ત્યાં સુધી. જોકે મેવિસના મૃત્યુ પછી તે અંધ બન્યો હતો : મેવિસ બહારના રસોડાના રસ્તેથી જતાં લપસી પડી અને ટેકરી પરથી નીચે ગબડી, જ્યાં ટેકરા સાથે માથું અફળાયું અને ફાટી ગયું અને તેથી તે પાદરી, એમ લોકો કહે છે, સુરક્ષિતપણે જીવ્યો અને ટી.બી.ના લેડી લિનલિથગોના સૅનેટોરિયમના એક ખાટલામાં 'શાંતિપૂર્વક' મરણ પામ્યો. એવું કહેવાય છે કે તેનું ભૂત આ ઘરની આસપાસ ઘૂમ્યા કરતું અથવા એની પાઇપ તો ખરી જ, કારણ કે સાંજને વખતે કોઈ ચોક્કસ સમયે વરંડો તાજી જ સળગાવેલી અદૃશ્ય તમાકુની ભારે વાસની લહેરથી ભરાઈ જતો.

આ ઘરની તે પછીની રહેવાસી મિસ એપલબી – તે કુંવારી સ્ત્રી હતી – લેડી સ્ટુઅર્ટના ઘરમાં ગવર્નેસ હતી, અને તેને 'કેરિગ્નાનો' ખરીદવાના પૂરતા પૈસા મળ્યા હતા; તેથી પોતાના શેષ જીવનમાં અંગ્રેજ આબોહવાને અવગણી પેલી તમાકુની વાસ ચોક્કસ લીધી. સંસ્કારી સ્ટુઅર્ટ પરિવારમાં ઊંચી પ્રકારની ચિરુટથી ટેવાયેલી તે આ વાસથી કૂદી ઊઠતી, પગ પછાડતી અને ગુસ્સામાં બરાડતી. સૌથી ખોટું તો એ હતું કે ભૂત પોતે ક્યારેય દેખાયું નહીં, નહીં તો તો મિસ ઍપલબીએ તેનો આખો વિલોવૃક્ષની સુંદર ભાતવાળો ડિનર સેટ એના તરફ ફંગોળ્યો હોત – તેનો મિજાજ જગજાહેર હતો. તેણે એકવાર માળીને ગલગોટા રોપવાને માટે ઝાટકી નાંખ્યો હતો એટલું જ નહીં – એની ગંધ તે સહી શકતી નહોતી – પણ તે માળીની પીઠ પર ચઢી બેઠી અને ચાબુક

મારતી આખા બગીચામાં ફરી ને પાછી બૂમો પાડી, 'ગલગોટાં જોઈએ જ નહીં, સમજ્યો ? મારા બગીચામાં ગલગોટા જોઈએ જ નહીં !'

'કૅરિગ્નાનો'માં રહેનારી કુંવારી સ્ત્રીઓની દીર્ઘ શૃંખલામાં મિસ ઍપલબી પહેલી હતી. અલબત્ત, બધી જ અંગ્રેજ હતી, કારણ કે તે દિવસોમાં મૉલની હારમાં આવેલાં બધાં ઘરો અંગ્રેજ લોકોની માલિકીનાં હતાં અને એટલે સુધી કે હિંદીઓને મૉલ પર ચાલવાની પણ છૂટ નહોતી, તેઓએ તો ટેકરીઓ તરફની પગથીઓ પર જ ચાલવાનું અને જ્યારે અંગ્રેજ સાહેબો અને મૅમસાહેબો તેમના ઘોડા પર બેસી નીકળતાં ત્યારે હિંદીઓએ આદરપૂર્વક તેમની નજર નીચી ઢાળી દેવી પડતી. આ કુંવારી સ્ત્રીઓમાંની દરેક સાથે કોઈ ને કોઈ દંતકથા જોડાયેલી હતી અને ટપાલીને તેમાંની કેટલીક ખબર હતી.

એક મિસ લૉરેન્સ હતી, જે લિનનની ટોપી પહેરીને અને ચહેરા પર બુરખો ઢાંકીને થરના રણને સહરાનું રણ કલ્પી તેમાંથી ઘોડા પર બેસી પસાર થઈ હતી. બે 'મિસિઝ' હ્યુજ – તેઓ સ્થાનિક લોકોમાં, યોગ્ય રીતે 'મિસિઝ' હ્યુજ તરીકે જાણીતી હતી – ક્લબમાં બ્રિજ રમ્યા કરતી અને તેમનો બનાવેલો જરદાળુનો જામ સનાવરની લૉરેન્સ સ્કૂલથી સબાથુની લશ્કરી છાવણી સુધી પ્રખ્યાત હતો. તેઓએ ઘરને છીંટના સોફા કવરોથી અને ચીનાઈ ફૂલદાનીઓ તેમજ કુંડીઓથી ભરી દીધું હતું, જેના પરની ગુલાબી-ભૂરી ગુલનારની ફૂલપાંદડીઓ એકબીજામાં ભળી જતી હતી, તેમાંનું કેટલુંક હજી પણ 'કૅરિગ્નાનો'ના ભેજવાળા અને ફૂગ લાગેલા સ્નાનગૃહોમાં નમીને સલામ ભરે છે. તેમણે પીળા ગુલાબની વેલ પણ રોપી હતી અને તે વેલ ઘરને ટેકરા પરથી નીચે મેદાનો તરફ ઢળતું રોકવા માટેના કઠેરા પર વીંટળાયેલી હતી. આખું વર્ષ આ વેલ રેશાવાળી, ગૂંછળા જેવી રહેતી અને તેમાં એવી હલચલ ને સરસરાટ થતો કે જાણે તે ઉંદરોનું રહેઠાણ ન હોય ! પણ એપ્રિલમાં આછાં પીળાં ગુલાબોનાં ઊછળતાં વાદળ, પુષ્કળ, ભભકદાર, પીળાં ગુલાબો – નિખરી ઊઠતાં અને તેમાંથી ભીની ચાની પાંદડીઓની વાસ આવતી. દરેક વર્ષે નંદા કૌલ તેની તરફ આશ્ચર્યભરી નજરે જોઈ રહેતી; એને થતું કે તેના કઠણ, પથરાળ બગીચામાં પવનનાં તોફાનોવાળા આ સ્થળે આવી સુંવાળી સુંદરતા ક્યાંથી આવી ! આ વેલ ઊગી, સરકતી જતી બહારના રસોડા પર, લાકડાંના ઘર પર પથરાતી, આખું વર્ષ ઊંઘતી રહેતી અને નિસાસા નાખતી, દરેક કઠેરા, દરવાજા અને વાડ પર ફેલાતી રહેતી હતી; – માત્ર પેલા એક મહિના સિવાય, જે વખતે તે રંગીન ઝૂલ અને ઝાલરમાં એક મધુર દૈવી બાળક રૂપે ફરીવાર જન્મ લેતી હતી. તે વખતે નંદા કૌલ થોડા સમય માટે હ્યુજ બહેનો વિશે વિચાર કરવા રોકાઈ.

એમના પછી મિસ જેન શ્રૂઝબરી આવી; તે તો વળી બગીચામાં ઊગતી કે તેમાંથી ખોદી કાઢેલી વસ્તુઓમાંથી કુખ્યાત દારુ ગાળતી; એ કહેતી કે એનાથી વીંછીના ડંખને ડામી શકાતું અને તે દાવો કરતી હતી કે તીવ્ર પીડામાં બૂમો પાડનાર, વીંછીના ડંખથી પીડાતા કેટલાયે ગામડિયાઓ તેના ઘર સુધી આવેલા અને તેમને બચાવી લેવામાં આવેલા.

– જ્યારે તેના રસોઇયાના ગળામાં માંસનું હાડકું ફસાયું ત્યારે એણે એના ગળામાં કાંટો ઘોંચી દીધો હતો; એણે માન્યું કે એનાથી કાણું પડતાં રસોઇયો શ્વાસ લઈ શકશે. કમભાગ્યે તે મરી ગયો, પહેલાં તો બહુ બદનક્ષી ચાલુ થઈ, પણ પછી વિખ્યાત સ્થાનિક ડૉ. હાર્ડીએ જાહેર કર્યું કે પેલો હાડકાને કારણે મરી ગયો અને નિંદાખોરોના જણાવ્યા પ્રમાણે, કાંટાથી નહીં. આ ઘટના 1935માં બની અને બે વર્ષ પછી તે બાઈને પોતાને જ ઊંચા સાયપ્રસના વૃક્ષ નીચે કસૌલીના કબ્રસ્તાનમાં દાટવામાં આવી હતી તે પછી થોડા જ સમયમાં યુદ્ધ ફાટી નીકળ્યું.

યુદ્ધનાં એ વર્ષો દરમિયાન જોમભરી મિસ વીવર અને પ્રખ્યાત બહુ પુરુષગામી મિસ પોલ્સન ફૂલોવાળા પોશાક અને ચિત્રોવાળી ટોપીઓ પહેરીને 'કેરિગ્નાનો'માં અહીંતહીં ફરફર કરતી ઘૂમતી અને લશ્કરી જવાનો સાથે ચા અને શરાબની પાર્ટીઓમાં મનોરંજન કરતી હતી. તેઓ 'કેરિગ્નાનો'ની નીચે ક્લબનાં સામૂહિક સેલ અને શનિવારે રાત્રિ-નૃત્યો ગોઠવતી. કસૌલીમાં તે સમય સૌથી વધારે આનંદ અને મસ્તીનો સમય હતો; કસૌલી જાણે કે સીમલાના જેવું જ તે સમયે લાગતું હતું. ઉનાળા માટે ત્યાં મોકલવામાં આવેલી મેમસાહેબો અને યુદ્ધના મેદાન પરથી પાછા ફરેલા અને શક્તિ પ્રાપ્ત કરવા મોકલવામાં આવેલા સૈનિકો સ્વચ્છંદપણે ધીંગામસ્તી કરતાં કરતાં ઉલ્લાસભર્યાં નૃત્યો કરતાં.

એકાએક એ બધું બંધ થયું. તે 1947ની સાલ હતી. કુંવારી યુવતીઓએ હવે અહીં રહેવું સુરક્ષિત નથી એમ માનવામાં આવ્યું. ઝડપભેર, સ્વાતંત્ર્યની નિર્ણાયક જાહેરાત પહેલાં, તે બધાંને છેલ્લાં વહાણો પર ચઢાવી દેવામાં આવ્યાં અને ઇંગ્લૅન્ડ પાછાં મોકલી દેવાયાં, તેમનું કૌમાર્ય અખંડિત રહ્યું, તેમનું સન્માન જળવાઈ રહ્યું અને દેશી લોકો દૂર રહ્યા. એક ઊંડો નિસાસો નીકળતો – રાહતનો, તેમજ રંજનો. એ લોકોમાં એક સામાન્ય ચર્ચા ચાલતી કે કયું અંગ્રેજ નગર કસૌલી જેવું છે. અનપેક્ષિતપણે અને સમય કરતાં પહેલાં એ લોકો અંગ્રેજ નગરોમાં પાછા ફરતાં તેઓએ નિ:સાસા નાખ્યા અને બોલ્યા, ના, ના, કસૌલી જેવું અહીં કશું જ નથી, સીમલાની તો વાત જ જવા દો. પણ કશું થઈ શકે તેમ હતું નહીં અને પાછા પણ જઈ શકાય તેમ નહોતું. 'કેરિગ્નાનો' વેચાણ માટે તૈયાર હતું અને નંદા કૌલે તે ખરીદી લીધું. એ નાનકડું નગર ફરીથી દેશી લોકોનું નગર બની ગયું.

# 3

ટેકરીની નીચે ચેસ્ટનટ વૃક્ષ પર પિત્તળના અક્ષરોમાં 'કૅરિગ્નાનો' લખેલું સાઇનબોર્ડ ખીલીથી જડેલું હતું; ટપાલી તે વૃક્ષ પાસે આવ્યો ત્યારે એકદમ તેની તંદ્રામાંથી બહાર આવ્યો, ધીરજ ગુમાવી ને આક્રોષભરી રાડ નાખી.

'જતો રહે, ભાગ અહીંથી', તેણે ધમકીભર્યો હાથ ઊંચો કરી બૂમ પાડી. 'દસ તો વાગી ગયા અને હજુ આ રસ્તા પર રખડી રહ્યો છે !'

છોકરાએ સહજપણે જ પોતાને એક ઝાટકો આપ્યો અને નાસવા લાગ્યો. ટેકરી નીચેના રસ્તે થોડે સુધી દોડીને ગયા પછી, તે ધીમો પડ્યો, અટક્યો, અને જલદીથી નમીને ઘાસની એક પત્તી ઉઠાવી પોતાના હોઠ પર મૂકીને થૂંકતો હોય એમ ઉડાડી દીધી; તે ટપાલીને બતાવવા માગતો હતો કે તેનો આવો એકાએકનો હસ્તક્ષેપ તેને મન શું છે. પછી મસ્તીમાં સીટીઓ વગાડતો ચંચળતાપૂર્વક કૂદતોકૂદતો ચાલ્યો. તે ચાલતો હતો ત્યારે તેની મોટી ખાખી ચડ્ડી તેના પાતળા કૂલા પર આમતેમ નાચી રહી હતી અને તેના ધૂળ ભરેલ વાળ તેના નાના માથા પર ઊંચે નીચે હાલી રહ્યા હતા.

તે વખતે 'કૅરિગ્નાનો'નો રસોઇયો રામલાલ નીચેથી બજાર તરફની દિશાએથી ટેકરી પર ચઢી રહ્યો હતો. તેના હાથમાં થેલો હતો, જેમાં શાક, બ્રેડ, ખીમો (માંસનો છૂંદો) આટલી ગરમીમાં ઠાંસીને ભરેલાં હતાં. રામલાલ ધીમેથી ચાલતો હતો, તે તેના પગના માપથી ઘણાં મોટાં અને સફેદ ધૂળમાં ખૂંપી, રખડતા કૂતરાઓ દ્વારા શોધ માટે ખાડાઓની સાંકળ બનાવતાં, પોતાના ટૅનિસ શૂઝ તરફ જોઈ રહ્યો હતો.

તેને આવતો જોઈ ટપાલી ઘટાદાર ચેસ્ટનટ વૃક્ષની નીચે જરા પાસેની દીવાલ પર ઢળ્યો. તે રામલાલના સાથમાં ઢોળાવવાળી ટેકરી પર ઘર સુધી ચાલશે. તેણે પત્રોનો થેલો તેના ખભા પર ફેરવ્યો. મે મહિનાનો એ ખરેખર પહેલો ગરમ દિવસ હતો અને તે પરસેવે રેબઝેબ થયેલો હતો. તે રામલાલને ઘેર લઈ જવા પેલો એક જ પત્ર હાથોહાથ આપી દઈ શક્યો હોત, પણ  તેણે તેનું કપાળ તેની આંગળીથી લૂછ્યું અને એમ નહીં કરવાનું નક્કી કર્યું, જોકે તેને ખૂબ ગરમી લાગી હતી. ટપાલીએ લશ્કરમાં પંદર વર્ષો સુધી સેવાઓ આપી હતી, ત્યાંથી છૂટા થયા પછી તે ટપાલખાતાની સેવામાં દાખલ થયો હતો, અને નિયમાનુસાર ચુસ્તપણે જીવતો હતો – હજી યે જ્યારે તે ઊભો રહી

જતો ત્યારે લાગતું કે જાણે સાર્જન્ટ કે મેજર તેને પાછળથી હુકમો છોડીને આજ્ઞાનુસાર આગળ ધપવાનું કહી ન રહ્યા હોય ! ટપાલીનો આદર્શ ગધેડો હતો અને તે ગધેડાની જેમ જીવતો હતો; તે બેઠો અને ધૂળવાળા રસ્તેથી ખાડાઓ આમતેમ વટાવતા રામલાલની આવવાની રાહ જોવા લાગ્યો. કંઈ નહીં તોયે 'કેરિગ્નાનો' સુધીના કમરતોડ માર્ગે તેને તેનો સાથ મળી રહેશે.

એવું તો નહોતું કે રામલાલ બહુ સારો સાથીદાર હતો. તે પણ લગભગ ટપાલીના જેવો જ કડક હતો ને એવો જ જક્કી હતો. જ્યારે તેણે જોયું કે ટપાલી ચેસ્ટનટ વૃક્ષની છાયામાં તેની રાહ જોઈ રહ્યો છે, ત્યારે તે બબડવા લાગ્યો અને પેલા થેલાને જમણા હાથથી ડાબા હાથે ફેરવવા લાંબો સમય અટક્યો.

પ્રત્યુત્તરમાં ટપાલી પણ બબડવા લાગ્યો અને તેનો ટપાલથેલો ફરી એકવાર ખભે નાંખી ઊભો થયો.

ટટ્ટુવાળો ટટ્ટુને માથેથી પકડી ખેંચતો આરામથી પટ્પટ્ કરતો જતો હતો. ટટ્ટુની પીઠ પર હોટેલમાંથી લાવેલું એક નાનું સુંદર ગોરું છોકરું બેઠેલું હતું, તેણે તેનો હાથ હલાવ્યો અને પેલા બેને 'હલો' કર્યું. તેઓએ નાપસંદ ઓળખાણની એકસરખી નજરથી તેના તરફ જોયું, અને તેની મસ્ત મનગમતી રીતભાત તરફ નામંજૂરી દાખવતું એકસાથે ઘૂરકિયું કર્યું અને આગળ ચઢવાનું શરૂ કર્યું. ટટ્ટુવાળો સીટી મારતો ચાલ્યો અને કાંટાળી ઝાડીમાંથી તોડેલી એક લાકડી હલાવતો ગયો. ગરમીથી હેરાન થતા પેલા સુંદર છોકરાએ અનાયાસ માથું હલાવ્યું.

નમેલી પીઠવાળા તેઓએ સાથે ઢાળવાળો રસ્તો શ્રમપૂર્વક ચઢવા માંડ્યો; તેમના પગ નીચેથી પથ્થરો એવી રીતે સરકતા હતા કે તેથી નંદા કૌલ ખૂબ ચિડાઈ, નંદા કૌલ ટપાલીની રાહ જોતી ટેકરા પરથી ઊતરી દરવાજે આવી હતી; તે રસ્તે ચાલતાં તેણે પોતે તો તેની પીઠ સળિયા જેવી સીધી જ રાખવાનું નક્કી કરેલું હતું, તેથી પેલા લોકોની રીતથી તે ચિડાઈ.

દરવાજા પાસે ઊભેલા ત્રણે ખૂબ વિશાળ દેવદારુનાં વૃક્ષો, પોતાના હાથ પહોળા કરીને જ્વાળાઓમાં બળી જતાં માણસોની જેમ, થડ આગળથી કાળાં પડી ગયાં હતાં અને એની નીચે ભૂખરી છાયા જેવી, જરાતરા હલચલ કરતી નંદા કૌલને જોઈને ટપાલીએ ઉનાળાના સખત પ્રકાશમાં કશુંક અમંગળ ઝળૂંબી રહેલું અનુભવ્યું, જાણે તેણે રામલાલના કાનમાં કહ્યું, 'હજુ સુધી અહીં કોઈ મુલાકાતીઓ આવ્યા નથી !'

રામલાલે ફક્ત માથું હલાવ્યું.

ટપાલી તુચ્છકારભર્યું હસ્યો. રામલાલ તેની નાની, લાલ ધારવાળી આંખોથી, તેને જોવા માટે પાછો વળ્યો. ટપાલીએ તરત જ ક્ષમાભરી નજરે જોયું. 'કસૌલીનું એકેએક ઘર હાલમાં મહેમાનોથી ઊભરાય છે', તેણે સમજાવ્યું, 'અત્યારે તો મોસમ છે.'

'અમારે [illegible] કોઈ નથી,' રામલાલે દઢતાથી કહ્યું.

દરવાજા આગળ તેઓ છૂટા પડ્યા. ટપાલી તેના પત્રોમાં ફેરબદલ કરતો ઊભો

રહ્યો અને રામલાલ તેનું ટોપીવાળું માથું નંદા કૌલ આગળ જરા નમાવીને તેની પાસે થઈ રસોડા તરફ ગયો; ત્યાં લાકડાંના ઢગલા પરથી કૂદીને નીચે આવેલાં મોટાં ધૂળિયાં મરઘીનાં બચ્ચાં બારણાં આગળ તેનું અભિવાદન કરવા આવ્યાં. તેણે તેમને તેના થેલાથી હડસેલ્યા અને તેઓ બી જઈને કકૂ કકૂ કરવા લાગ્યાં, પણ વધારે નજીકમાં ટોળે વળ્યાં. એમ કહેવામાં આવતું કે આ મરઘાં-બચ્ચાં મિસ જેઈન શ્રુઝબરીનાં મૂળ મરઘાંઘરના વંશજો હતાં અને હકીકતમાં તેઓ પુરાણાં તેમજ મજબૂત પણ લાગતાં હતાં. જ્યારે રામલાલ રસોડાના ધુમાડિયા અંધારામાં અદૃશ્ય થયો ત્યારે તે બચ્ચાં બારણા આગળ ભેગાં થયાં, અને ધ્યાન ખેંચવા ઉશ્કેરાટભરી દોડધામમાં તેમનાં પંજા વડે ભોંય ખોતરવા લાગ્યાં. થોડી વારમાં તેણે શાકભાજીનાં કાપેલાં ડીંટાં ફેંકવાનું શરૂ કર્યું અને દરેક ડીંટું ફેંકવાની સાથે તે એક ખરાબ ગાળ પણ જોડતો ગયો.

તે દરમિયાન ટપાલીએ પત્રોમાંથી એક પત્ર અલગ કર્યો અને ચૂપચાપ નંદા કૌલના હાથમાં મૂક્યો; નંદા કૌલે સ્પષ્ટપણે, છતાં રંજપૂર્વક 'થેંક યુ' કહ્યું. તેની બાજુ પર થોડે અંતરે પોતાની આંગળીઓની વચ્ચે પત્ર પકડીને તે ધીમેધીમે લાદી જડેલી પગથી પર ચાલવા લાગી, આ પગથીની ધારે આડાંઅવળાં લિલિનાં ફૂલો ખીલ્યાં હતાં; તે જરદાળુનાં વૃક્ષોની નીચે થઈ વરંડા તરફ ગઈ, જ્યાં તેની જૂની નેતરની ખુરસી હતી.

આ પત્ર તો તેણે ખોલવો જ પડશે. તેમાં કોઈ પણ પ્રકારની માગણી કે વિનંતી હોય તેને 'ના' કહી દેવાનો નિર્ણય કર્યો... ના, ના, ના.

# 4

વરંડો ઘણી ઘેરી છાયામાં હતો. તેની વાંકીચૂંકી ભોંયના ટાઇલ્સ ઠંડા હતા. પથ્થરનાં પગથિયાંની ધારેધારે જીરેનિયમનાં અને બીજાં ઝાડીદાર કુશિયાનાં ફૂલોનાં કૂંડાં હતાં; તેમાં સૂર્યથી રક્ષાઈને ફૂલો ખીલ્યાં હતાં, કારણ કે તે બધાં નીચાં ઘટાદાર જરદાળુ વૃક્ષોની છાયામાં રહેલાં હતાં. અહીં તેની જૂની નેતરની ખુરસી હતી, તે પોતાના ખોળામાં પત્ર મૂકીને તેના પર બેઠી, પણ તેની નજર તો પાકાં જરદાળુ અને બુલબુલની જોડી તરફ હતી. બુલબુલ જરદાળુ પર ઝઘડતાંઝઘડતાં છેવટે પીંછાઓના સરસરાટ સાથે ભોંય પર પડ્યાં, ધૂળની એક ડમરી ઉડાડી અને પછી એકબીજાને જાણે ધમકાવતાં વિરુદ્ધ દિશામાં તેમણે ત્યાં સુધી ઊડ્યાં કર્યું જ્યાં સુધી એક કીડાના વળે તેમનું ધ્યાન ખેંચ્યું. પછી તો માત્ર તમરાંઓનો અવાજ સંભળાતો હતો; તે એટલો તો એક સૂરીલો અને હળવો હતો કે જાણે તે પૃથ્વીમાંથી અથવા તો ઋતુઓમાંથી ઉદ્ભવતો હોય એવું લાગતું; ક્યારેક જાણે દેવદારુની પાંદડીઓની સુવાસ શ્રાવ્ય બની હોય, કે જાણે સૂર્યપ્રકાશ કાંતી રહ્યો હોય કે જાણે ધરતી તેની ધરી પર ફરી રહી હોય, એવો તે અવાજ લાગતો.

પેલાં વૃક્ષોની ઘટાદાર ડાળીઓ તરફ અને દરવાજા પાસેનાં દેવદારુની ચળકતી પત્તીઓ તરફ જોતાં, ખીણની પેલે પારનાં પહાડ પરની લૉરેન્સ સ્કૂલનાં લાલ છાપરાં અને સાનાવરની લીલી ધરતીનાં એકાંતમાંથી ઊઠી આવતાં ત્યાંના દેવળના સુંદર મિનારા તે જોઈ શકી. કોઈ ઘરના વરંડામાંથી દેખાતું આ દશ્ય સુખદ હતું – પાછલી બારીઓમાંથી દેખાતા પંજાબનાં મેદાનો સુધીના સાત હજાર ફૂટ નીચે ઊતરતા પહાડના દશ્ય કરતાં આ વધારે સુખદ હતું, પણ નંદા કૌલને કોઈ સુખચેન નહોતું.

તેણે, તેની એકાગ્રતાને ખલેલ પહોંચાડતું મોટું સફેદ-પીળું પતંગિયું વચ્ચેથી પાર થયું ત્યાં સુધી, તેની ટેવ મુજબની તીવ્રતાથી, તે દશ્ય તરફ જોયું અને પછી પોતાની નજર પેલા પત્ર તરફ નીચી ઢાળી.

તે પત્ર પર તેની દીકરીના હસ્તાક્ષરમાં શિરનામું કરેલું હતું. સૌથી ઓછો પ્યાર પામેલી અથવા તેની દીકરીઓમાંની સૌથી વધારે ગુસ્સો પામતી આ દીકરી. સુંદરી આશાએ લાંબા ચળકતા વાળ અને કરચલી વિનાની ચામડીની જાળવણીમાં તેનું જીવન સમર્પિત કર્યું હતું, અને તેની કમનસીબ દીકરી જે એક રાજનીતિજ્ઞને પરણી હતી તેને

માટે તેને જરાયે સમય નહોતો. તે દીકરીના પતિના ખરાબ વ્યવહારથી, તેનાં પ્રેમપ્રકરણોને લીધે, તેની પાશવિકતા અને શરાબીપણાથી તે લાચાર બની ગઈ હતી. પતિએ નજરથીય દૂર કરી દીધી હતી અને એક શરમજનક માથે પડેલ ગણી હતી; છતાં તે કદાચ પ્રયત્ન કરે તો તેની સાથે જોડાઈ શકે. આશાએ એના છેલ્લા પત્રમાં લખ્યું હતું, તેની ટેવ પ્રમાણેની ક્રૂર પ્રસન્નતાથી લખ્યું હતું કે, તેણે તારાને ફરી પ્રયત્ન કરવા દબાણ તો કર્યું હતું. તારાના પતિની આ વખતે જીનીવામાં એક નવી નિયુક્તિ થઈ હતી અને આશાએ તેની દીકરી તારાને પતિ સાથે જવા, તેને એકવાર તક આપવા ખૂબ આગ્રહ કર્યો હતો. એક નાની મુસીબત આવી હતી, તારાની બાળકી ટાઇફોઈડના પ્રાણઘાતક હુમલામાંથી હજુ તો બહાર આવી રહી હતી, પણ આશાને ખાતરી હતી કે આવા નાના પ્રશ્નનો તો કોઈ માર્ગ નીકળી જશે જ. પણ તેણે જોરશોરથી જણાવ્યું હતું કે મુખ્ય પ્રશ્ન તો તારાએ પોતાની જાતને જાગ્રત કરવાની હતી અને એક સફળ રાજનીતિજ્ઞની પત્ની થવા માટે બીજો પ્રયાસ કરવાનો હતો. નિઃશંકપણે જીનીવા આવા એક પ્રયાસ માટે ઉત્તમ સ્થળ થશે. 'શા માટે ? શા માટે તેણે સુખી ના થવું જોઈએ ?' આશાએ લખ્યું હતું અને નંદા કૌલે કશો જવાબ આપ્યો નહોતો, તેને જવાબ આપવાની ખૂબ ચીડ હતી.

આ પત્ર ખોલવામાં તેણે અત્યંત ખચકાટ અનુભવ્યો. તે તેની તરફ લાંબા સમય સુધી અરુચિ અને અમંગળની ભાવનાથી જોઈ રહી; આખરે તેણે તે ઉઘાડ્યો અને તેમાંથી ઘેરા ભૂરા રંગના કાગળોનું બંડલ બહાર આવ્યું, તે સાથે આશાના મોટામોટા અક્ષરો સામે આવ્યા. આ લખાણમાં લેખકની સુંદરતાનો એક અંશ પણ નહોતો – લખાણ વાંકુંચૂકું, પથરાયેલું ગમેતેમ હતું અને તેમાંથી એક ભારે નિશ્ચિંતતાની મોટી ચીસ બહાર આવતી હતી.

પત્રમાં તેણે તેની માતાને મુસીબતો અને કરુણિકાઓની એક આખી શ્રેણિ વર્ણવી હતી; માતા આખો પત્ર એના બે હોઠને એવા સખત રીતે દબાવીને વાંચી ગઈ કે તેની ચામડીમાં તેનાં નસકોરાંના ખૂણાઓથી તેના મોંઢાના ખૂણાઓ સુધી ઊંડી રેખાઓ ખેંચાઈ – જાણે નામંજૂરીનો ઘેરો વહેળો.

'વહાલી મમ્મા' (આશાએ લખ્યું હતું, અને નંદા કૌલ માની શકી નહીં કે ક્યારેય એવો સમય આવ્યો હતો જ્યારે તેને પોતાને આ રીતે સંબોધન કરવામાં આવ્યું હોય અને પોતે ક્યારેય સહજપણે, તદ્દન શાંતિથી એ સાંભળ્યું હોય !) 'આ વખતે માત્ર જરા નોંધ જ, કારણ કે હું બહુ જ ધમાલમાં છું. હવે મેં તારાને જીનીવા જવા માટે તૈયાર કરી છે અને રાકેશને તેને લઈ જવા તૈયાર કર્યો છે – કોઈવાર વળી કહીશ કે મેં આ કેવી રીતે કર્યું, મારે એની સાથે લંબાણ ચર્ચા થઈ, તમને તારાએ કહ્યું હોય તેટલો તે ખરેખર ખરાબ નથી; તે તેને જરાયે સમજી શકતી નથી, તે પુરુષોને સમજતી નથી અને તેના જેવા માણસ માટે હકીકતમાં તે ખોટા પ્રકારની પત્ની છે, તેથી હું તેને પૂરેપૂરો દોષિત ઠરાવી શકતી નથી; અલબત્ત એ સાચું છે કે એ ખૂબ

પીએ છે – ગમેતેમ, પણ મારે તારાને તૈયાર કરવી પડી છે. ગયા વર્ષે તેણે કશું જ કર્યું નથી, મમ્મા, તેણે તેની જાતને કેવળ ખુવાર કરી દીધી છે અને એ જ રીતે એના ઘરને પણ – અને રાંક બાળકી રાકા ! તમે એ તો સારી રીતે જાણો છો ! હવે તે અહીંનું તેનું ઘર સમેટી લેવા, તેની ચીજવસ્તુઓ તૈયાર કરવા અને તેની ખરીદી કરવા, મારા પર આધાર રાખે છે – તે કહે છે કે પોતે કાંઈ કરી શકશે નહીં; તે કરે છે માત્ર રાકાની પથારી પાસે બેસવાનું અને તેને વાર્તાઓ સંભળાવવાનું. તેથી મારે બાપડીએ આખા દિલ્હીમાં દોડધામ કરવાની છે – ઉનાળાની આ ગરમીમાં અને ધૂળની ડમરીઓમાં – તેની સાડીઓ ખરીદવાની, ઘરેણાં ખરીદવાના, તેનાં બ્લાઉઝ સીવડાવીને તૈયાર કરાવવાનાં, તેની સૂટકેસીસનું સમારકામ કરાવવાનું, બધું જ ! એ તો ઠીક, મારે ફરિયાદ ન કરવી જોઈએ, મમ્મા, તમે જાણો છો કે તારા સુખી થાય અને સારું જીવન જીવે એ જ હું ઇચ્છું છું. તે કારણે તો હું તેને માટે આ બધુ કશી જ ફરિયાદ વિના કરું છું.

'પણ એક પ્રશ્ન એવો છે જેને માટે હું તારાને મદદ કરી શકું તેમ નથી' (નંદા કૌલે જે રીતે ધાર્યું હતું તે જ રીતે પત્ર આગળ વધી રહ્યો હતો, અને તેણે તેની સાડીની રેશમી પાટલીઓ નીચે તેના ઢીંચણ ખેંચ્યા) 'અને તકલીફ તો, અલબત્ત, રાકા વિશેની છે. જુઓ મમ્મા, હાલ તો, તમે જાણો જ છો, મારે આ મહિનાને અંતે વીણાને તેની પ્રસૂતિ દરમિયાન મદદ માટે મુંબઈ દોડવાનું છે – તમે સમજો છો  કે આ દિવસો દરમિયાન વૃદ્ધ દાદીમાઓને કેટલી ધમાલ પહોંચે છે, પોતાને જ ફરીવારની બાળકોની પ્રસૂતિઓની હારમાળા હોય લગભગ એટલી મુશ્કેલીઓ સહેવી પડે છે – અને તારાએ ધાર્યું કે હું રાકાને મારી સાથે લઈ જઉં. પણ એની તો વાત જ કરવાની નથી. નાની બિચારી રાકા ભૂત જેવી દેખાય છે અને હજી તો ટાઇફોઈડની માંદગીમાંથી પૂરેપૂરી બહાર પણ આવી નથી. તે ખૂબ નબળી પડી ગઈ છે. મુંબઈની ગરમી અને ભેજ તેને માટે જરાયે સારાં નથી. જે કોઈ એને જુએ છે તે કહે છે કે તેણે પુષ્ટ થવા, શક્તિ મેળવવા પહાડી પર જવું જોઈએ. તેથી તારાએ અને મેં નક્કી કર્યું છે કે ઉનાળામાં એને તમારી પાસે મોકલી દેવી એ સૌથી સારું છે. પછીથી, જ્યારે તારા જીનીવામાં સ્થિર થશે, એનું ઘર ગોઠવાઈ જશે, ત્યારે તે રાકાને બોલાવી લેશે. હાલ તો બાળક માટે મુસાફરી કરવાનું કે હોટેલમાં રહેવાનું શક્ય નથી. કસૌલીમાં તમારી સાથે તે શાંતિથી ઉનાળો ગાળે તેનાથી વધારે સારો માર્ગ તેને હૃષ્ટપુષ્ટ થવા માટેનો અમે વિચારી શકતાં નથી અને હું સમજું છું કે એ એકલવાયા ઘરમાં તમને તમારી પ્ર-પૌત્રીનો સાથ કેટલો બધો સુખી કરશે !' (અહીં આશાના અક્ષર આત્મવિશ્વાસથી ફૂલીને બેવડા કદના થયા અને નંદા કૌલ તરફ ભૂરા કાગળમાંથી સારા એવા ઊભરાઈને આવ્યા.) 'વળી, રાકેશના ભાઈએ બહુ ભાવપૂર્વક રાકાને તેની સાથે કાલ્કા સુધી લઈ આવવાનું સ્વીકાર્યું છે – તે તેના પરિવારને ટૂંકી રજાઓ ગાળવા સીમલા લઈ જાય છે – અને રાકા તેમની સાથે કાલ્કા સુધી મુસાફરી કરશે. ત્યાં તે તેને ટેક્સીમાં બેસાડશે અને કસૌલી સુધી

મોકલી દેશે. બધું સુરક્ષિત હોવું જોઈએ અને તે પછી તે તમારી સાથે હશે...'

નંદા કૌલ જ્યારે તેની પ્ર-પૌત્રીની મુસાફરીની વિગતો વાંચતી ગઈ ત્યારે તેની આંખો ઝીણી થતી ગઈ. પછી તેણે ભૂરા કાગળિયાં દઢતાથી વાળી દીધાં – જાણે કે તેની દીકરીની ઉત્તેજનાભરી યોજનાની ઉતાવળને દબાવી દેતી ના હોય. અને તે બધાં પરબીડિયામાં પાછાં સરકાવી દીધાં. ફરીથી તે પત્ર પોતાના ખોળામાં મૂકીને તે જરદાળુનાં વૃક્ષો તરફ, દરવાજા સુધીના રસ્તા તરફ, વાદળોભર્યાં હાઈડ્રેંજીઆ તરફ, પવનની લહેરમાં સરસર થતાં દેવદારુ તરફ, સનાવરની લીલી ટેકરીના શિખર પરની લૉરેન્સ સ્કૂલના લાલ છાપરા તરફ જોવા લાગી. તેની દીકરીના હસ્તક્ષેપ તરફના તેના ગુસ્સાને, તેની નિરાશાને અને કંટાળાને, તેની દીકરીની કામોમાં વ્યસ્ત રહેવાની રીતને, તેની અભાગી પૌત્રીની લાચારી અને તેની પ્રપૌત્રીનાં અહીં 'કેરિગ્નાનો'માંના આગમન વગેરેથી થતા ગુસ્સાને દબાવવા મથતી નંદા કૌલે જાણે કોઈ જંતુને શોધતી હોય તેમ એની એક લાંબી આંગળી ખોળામાંના પત્ર પર ફેરવવા માંડી.

આ વિચારોમાંથી પોતાના મનને વાળી લેવાનો અને આ અતિ પરિચિત, સતત સાંત્વન દેતા દૃશ્ય પર એકાગ્ર થવાનો તેણે પ્રયત્ન કર્યો. પત્ર હાથમાં આવ્યો તે પહેલાં તે આનંદ અને સંતોષથી પેલા દૃશ્યને જોતી હતી તે રીતે જ જોવાનો પ્રયત્ન કર્યો, પણ તેનું મન હવે ઘણું વિક્ષુબ્ધ થઈ ગયું હતું.

જીવનના આ તબક્કે તે એકલી જ રહેવા અને 'કેરિગ્નાનો' ફક્ત તેને જ માટે હોય તેમ રહેવા ઝંખતી હતી; માત્ર શાંત અને એકાંત જીવનનું સ્વાગત કરવાની તેની ઇચ્છા હતી.

# 5

આખરે ઊભા થઈ તેણે ઘરની પાછળના ભાગમાં એક ચક્કર લગાવ્યું અને ગયે મહિને પીળા ગુલાબની વેલ જેના પર તાજગીભર્યાં ફૂલોથી પ્રફુલ્લિત થઈ હતી તે લાકડાના કઠેરા પર ઢળીને ઊભી રહી; હકીકતમાં તે વેલ અત્યારે ફરીવાર સુકાઈ-ચીમળાઈ જાણે સિસકારા કરતી એક ઢગલો બનીને પડી હતી. લાલ ધરતી રૂપી ઘાવાળા, ખડકો અને ખીણોવાળા અને ધારદાર રામવાંસના છોડવાળા નીચેના કોતરથી માંડી છેક પંજાબનાં મેદાનો તરફ તેણે નજર નાંખી – મેદાનમાં ઉનાળાની ગરમીમાં ચળકતું ધુમ્મસ ઝાંખી પીળી ક્ષિતિજમાં વિસ્તરેલું હતું. પછી તે બોલી, આ ખોટું છે ? મેં ઘણુંબધું કર્યું નથી ? અને તે પૂરતું નહોતું ? મારે કશું વધારે ના જોઈએ. મારે કશું ના જોઈએ. શું મને એવા અભાવમાં છોડી દેવામાં ના આવે ? પણ કશો ઉત્તર નહોતો અને અલબત્ત, તેને કોઈ ઉત્તરની અપેક્ષા પણ નહોતી.

જીવનનાં જે બધાં વર્ષો તે જીવી હતી અને જે તેણે સહી લીધાં હતાં તે બધાં તરફ પાછી નજરે જોતાં, તેને તે વર્ષો, નીચેનાં મેદાનોની માફક ચોખ્ખાં અને ચમકતાં નહીં, પણ પેલા કોતરની માફક, સંતાનો અને પૌત્ર-પૌત્રીઓ, નોકરો અને મહેમાનો વગેરેનાં આસપાસ થતાં ઘોંઘાટ અને તેમના અશાંતિભર્યા ઉછાળાથી છિન્નભિન્ન, અવરુદ્ધ, કાળાં પડેલાં ભાસ્યાં.

પંજાબના એક નાના યુનિવર્સિટી ટાઉનનાં તેમનાં વાઈસ ચાન્સેલરના ઘરનો વરંડો તેને યાદ આવ્યો. તે ઘરમાં આવતા મુલાકાતીઓને તેણે એવા તો દબદબા વડે પ્રભાવિત કર્યા હતા કે આવનારા પાછા જતી વખતે આશ્ચર્યચકિત થઈને પાછા જતા. ત્યાં પણ તેની પાસે પોતાની એક નેતરની ખુરશી હતી, તે તેના પર બેસતી હતી, ચૂપચાપ કે ખાલીખાલી નહીં, પણ કપડાંને ઠીકઠાક કરતી, દોરી અને બટન ટાંકતી, પટ્ટીઓ ખોલતી કે વાળતી; તેના પગ આગળ એક નાની સળગતી સઘડી પરના વાસણમાં ખીર ઊકળતી, તે દોરી કાપતી અને નોકરાણીને તે ખીર હલાવવા, હલાવ્યા જ કરવા આદેશ આપ્યા કરતી જેથી ખીર બળી ના જાય; અને પછી ઊકળતા ખીરના વાસણમાં સૌથી નાનું સંતાન પડી ના જાય તેમ તેને પકડી લેવા કોઈને બોલાવવું પડતું, અને તે બાળકને, ઊકળતા પાણીમાં પડે ને જેટલી ચીસો પાડે તેનાથી વધારે ચીસો પાડતું

લઈ જવામાં આવતું. આ શોરબકોરની વચ્ચે એક ટાંગો આવીને ઊભો રહેતો અને તેમાંથી ટોળાબંધ મહેમાનો, તેમની સુંદર સાડીઓમાં અને હાથમાં તાડનાં પાંદડાંનો પંખો હલાવતાં, ઊતરતાં અને તેની આસપાસના ગોળાકારમાં બેસી જતાં. તેનો પતિ જે અધ્યાપકો અને પ્રોફેસરો પર શાસન કરતો હતો તેમની આ પત્નીઓ અને પુત્રીઓ હતી. તેને ધાંધલધમાલના તે દિવસો યાદ આવ્યા અને પોતે કેવી રીતે બધાંની વ્યવસ્થા કરી હતી અને કેવી રીતે દરેક જણ કહેતું હતું – ખરેખર તેને સંભળાવવા કહેતાં હતાં, પણ તે નથી સાંભળતી એવો દેખાવ કરતાં – કે "તે કેવી જાજરમાન છે ! રાણી જેવી જ નથી લાગતી ? ખરેખર, એ જે રીતે બધી જ બાબતો સાથે કામ પાર પાડે છે તે જોતાં આવી પત્ની મેળવવા વાઈસ-ચાન્સેલર ખૂબ નસીબવાન છે,' અને જ્યારે તેણે આ સાંભળ્યું ત્યારે તેની આંખો બે કાળી બ્લેડની જેમ ચમકી ઊઠી હતી, જાણે તે દ્વારા એ લોકોને કાપી નાખશે. પગની આસપાસ જંતુઓ સળવળતાં હોય અને જેવી ઘૃણા થાય તેવી ઘૃણાથી. તેની આ નજર સાથે નજર મેળવવાનીય કોઈની હિંમત નહોતી, વળતો જવાબ આપવાની તો વાત જ નહીં.

કઠેરા પરનાં પીળાં હાડકાંની બે હાર જેવાં તેના આંગળાંનાં હાડકાં તરફ જોતાં તેને તેનાં દીકરાઓ અને દીકરીઓ, તેની પ્રસૂતિઓની યાદ આવી. કેટલીક પ્રસૂતિ ઘેર ખૂબ મુશ્કેલીમાં થઈ હતી અને બીજી બજારમાં આવેલી નાની ગંદી મિશનરી હૉસ્પિટલમાં થઈ હતી; જુદીજુદી નર્સો અને ડૉક્ટરોએ તેને મદદ કરવા ઇચ્છ્યું હતું પણ ક્યારેય કરી શક્યા નહોતાં અને તેને ફૂવડ, મગજની ફરેલી આયાઓ પણ રાખવી જ પડતી કારણ કે ધોવાનું અને ઇસ્ત્રી કરવાનું એટલું બધું કામ રહેતું ! અને મિ. કૌલ તો એને મહેમાનોનું સ્વાગત કરવા ડાઇનિંગરૂમના લાંબા રોઝવુડના ટેબલના મુખ્ય સ્થાને હંમેશાં રેશમી સાડીમાં જ જોવા ઇચ્છતા.

મનોમન તે એ ઘરના ઓરડાઓમાં ઘૂમી આવી – એ મિ. કૌલનું ઘર હતું, ક્યારેય એનું નહોતું – માખીઓને દૂર રાખવા ખૂબ કાળજીપૂર્વક પોતાની પાછળ જાળીવાળાં બારણાં બંધ કરતી, બધું રોઝવુડનું શ્યામ ફર્નિચર પૉલિશ થયેલું હતું કે કેમ તે ધ્યાનપૂર્વક જોતી, અને વિશાળકાય કબાટોનાં બારણાં બરાબર બંધ છે તે જોતી. રસોડામાં રસોઇયો બીડીઓ ફૂંકતો નથી ને તેની ખાતરી કરવા છીંક ખાતી અને બધાં જ ધાતુનાં વાસણોમાંથી પિત્તળ પૉલિશની તાજી વાસ આવતી હતી કે નહીં તેની પણ ખાતરી કરતી.

તેને બગીચાનાં કેનાની ક્યારીઓમાંથી તીવ્ર ચીસો સંભળાતી લાગી – એક બાળક હીંચકા પરથી ગબડી પડ્યું હતું, બીજાને મધમાખીએ ડંખ દીધો હતો, ત્રીજાને ચોથાએ લાફો માર્યો હતો – અને તે બહાર વરંડામાં ગઈ તો તેમને રડતાંરડતાં પગથિયાં ચઢતાં જોયાં – કપાયેલાં હોઠવાળાં, છોલાયેલા ઢીંચણવાળાં, તૂટી ગયેલા દાંતવાળાં અને આંસુઓવાળાં – તે પેલા શાંત કટાક્ષભર્યા નમનથી ફરજ બજાવવા તેમનાં પર નમી, પણ તેની કોઈએ નોંધ લીધી નહોતી કે કશી વાત વર્ણવી નહોતી.

અત્યારે હવે ફરીથી નમવું ? પોતે જેને પૂરેપૂરો ને છેલ્લીવારનો પોતાથી છૂટો થયેલો ગાળિયો માન્યો હતો તેને ફરીવાર ગળાની આસપાસ ભરાવવા દેવો ? હવે ફરી પેલી રોકકળ અને બૂમરાણ પોતાના શાંત ઘરને છિન્નવિછિન્ન કરશે ? ફરીથી શું ખુલ્લા ખાલી ઓરડાઓમાં અને ઠંડા ટાઇલ્સની ભોંય પર દરેક બાળકની ઇચ્છા કે માગને અનુસરી જાતજાતની પર્વતીય ચીજ-વસ્તુઓની અસ્તવ્યસ્તતા ઊભી કરશે ? હવે જ્યારે તે ઇચ્છતી એવી ચૂપકીદી છે ત્યારે ફરી વાતો કરવી પડશે ? બીજાની જિંદગીના પ્રશ્નો અને તેના નિરાકરણોમાં પડવું પડશે ? બીજાની અગવડ અને વ્યવસ્થાની ખાતરી કરવા શું પોતાને અંદર સંડોવાવું પડશે ?

તેને તે ખૂબ કઠિન લાગ્યું, ખૂબ અન્યાયી લાગ્યું – જ્યારે તેને માત્ર તમરાંનો અને દેવદારુની પત્તીઓનો અવાજ જોઈતો હતો અને નીચેના ચળકતા મેદાન સુધી લોહી જેવી લાલ ધરતીવાળા કોતરને ઊંડે સુધી ઊતરતું જોવાની, એ દૃશ્યને પામવાની ઇચ્છા હતી તે વખતે.

તેની ખૂબ નીચે, કદાચ હજાર ફૂટ નીચે, એક ગરુડ તેમાંથી આરપાર પસાર થયું, એની પાંખો પહોળી થયેલી હતી અને તેની ખૂબ મજબૂત પાંખો એક વાર પણ હલાવ્યા વિના તે હવાના પ્રવાહમાં સરી રહ્યું હતું. તેણે ઇચ્છ્યું કે પોતાને વિશે પણ એમ બને. ગરુડની રીતિને તે અનુસરે – આંખો બંધ કરી હવામાં સર્યા કરે.

પછી ત્યાં બગીચામાં, ખૂબ નજીકમાં કોયલે ખૂબ મૃદુતાથી, મધુર સાદ દેતાં કૂ...ઉ...કૂ...ઉ કર્યું, તે તેની ઘરેળુ લઢણને ઓળખી ગઈ.

તેણે પેલું વ્યંગાત્મક નમન કર્યું : ફરીથી, ઘણીઘણી ઓછી માત્રામાં, અને પોતાના લંચ માટે રામલાલે શું બનાવ્યું છે તે જાણવા અને પોતાની પ્ર-પૌત્રી મુલાકાતે આવી રહી છે તે તેને કહેવા એ રસોડામાં ગઈ.

તેને લાગ્યું કે આ સાંભળી રામલાલે બેચેનીથી આંખો મીંચી દીધી હતી.

# 6

જ્યારે તે વરંડામાં પડેલી તેની નેતરની ખુરશીમાં પાછી આવી અને ખૂબ ચળકતી, સુક્કી પૉલિશવાળા ટાઇલ્સ પર પથરાયેલા સૂર્યપ્રકાશને જોતી હતી ત્યારે ટેલિફોનની ઘંટડી રણકી. 'કૅરિગ્નાનો'માં તે ભાગ્યે જ રણકતી, તેથી તેનું રણકવું અસાધારણ, અમંગળસૂચક લાગ્યું.

તેની ખુરશીમાં ટટાર બેસીને અને જરા ધ્રૂજી જઈને, નંદા કૌલે તેની હથેળીઓને ભેગી કરી દબાવી અને વિચારવા લાગી કે તેને રણક્યા કરી મરવા દઈ સજા કરવી કે ઝડપથી જવાબ આપી તેના પોતાના ઉત્પાતનો અંત આણવો. ઘંટડીનું સતત તીણું કર્કશ રણકવું એટલું તો વ્યથિત કરનારું હતું કે તેણે પછીનું – ઝડપથી જવાબ આપવાનું – સ્વીકારવું પડ્યું; આ વસ્તુ તેને પોતાની નબળાઈ જેવી લાગી, પોતાને વધુ ને વધુ અન્યાયકર્તા લાગી.

તેણે કઢંગી રીતે કાળા ઈયર-ફોનને ઉપાડ્યો, તેના કાનનાં નાનાં હાડકાં પરના અસુવિધાકર દબાણ પર તેને ચીડ ચઢી, તેણે તોછડાઈથી ટેલિફોન ડિરેક્ટરીનાં પાનાં ફેરવવા માંડ્યા, અને હાઈડ્રેન્જિયાનાં ઝુંડની નીચે પોતાને ખંજવાળી રહેલી મોટી મરઘી તરફ બારીમાંથી એક નજરે જોઈ રહી. તેના ચહેરા પરનો ભાવ એવો હતો, જે કોઈએ ક્યારેય પકડ્યો નહોતો – અને તેણે કોઈને તે પકડી પાડવાની તક પણ ક્યારેય આપી નહોતી.

અચાનક જાગી જતાં બતકાં જેવો શોરબકોર મચાવી દે તેવો અવાજ ટેલિફોનમાં સંભળાયો; પછી થોડી ચૂપકીદી, પછી તેમાંથી એક અવાજ આવ્યો, જેથી નંદા કૌલે દુ:ખભર્યો શ્વાસ લીધો, તેનું મોઢું ચીમળાઈ ગયું અને તેણે આંગળીઓને સખત વાળી દીધી. અવાજ માત્ર તીણો જ નહીં, માત્ર કર્કશ જ નહીં, પણ તીણો અને કર્કશ હતો; ઇલા દાસ સિવાય બીજા કોઈનો એવો અવાજ નહોતો.

પોતાના કાનથી ઈયર-ફોનને થોડે દૂર સુરક્ષિત અંતરે લઈ જઈ નંદા કૌલે ઉદાસીભર્યો નિ:શ્વાસ નાખ્યો. તે જાણતી હતી કે આ અવાજ ઇલા દાસના જીવનની ટ્રેજેડી હતી અને હંમેશાં જ્યારે તે સાંભળતી ત્યારે તેને થતું તેમ થયું કે ઇલા દાસ પોતે એ જાણતી હતી કે કેમ. તે બન્ને શાળા અને કૉલેજમાં સાથે જ હતાં અને

એ સમયથી આજ સુધી એવો કોઈ સંકેત મળ્યો નહોતો કે ઇલા દાસે પોતાના વિશે આવો વિનાશકારી સંદેહ સેવ્યો હોય.

એ ભયાનક અવાજના આઘાતે એક-બે ક્ષણો તો શું કહેવાઈ રહ્યું હતું તે સમજવાનું અશક્ય બનાવી દીધું.

'ઇલા, તું ક્યાંથી બોલી રહી છે ?' જ્યારે પેલી તીણી કિકિયારી જેવી ઇલાની વાણીમાં થોડી રુકાવટ આવી ત્યારે તેણે પૂછ્યું; એ કિકિયારી કોઈ ગાંડપણમાં લાંબા ખીલાને કાચ પર ઘસે ત્યારે થતા અવાજ જેવી હતી, ખૂબ ગુસ્સે થયેલું બાળક જે અવાજમાં બડબડાટ કરે તેના જેવી હતી.

'હું સેનેટોરિયમમાં મેટ્રન સાથે લંચ લઈ રહી છું.' ઇલા દાસે વળી ચીસ પાડી, 'અને મને થયું, કેવું સરસ, હવે હું થોડા ટેલિફોન કરી શકીશ અને મારા મિત્રોના સંપર્કમાં રહીશ. તું જાણે છે કે હું મારા ગામમાંથી ક્યારેય બહાર નીકળતી નથી – તે મને એ...ટ...લું તો વ્યસ્ત રાખે છે કે મને એક મિનિટની ફુરસદ મળતી નથી...' તેનો બબડાટ ચાલુ રહ્યો અને નંદા કૌલે તેનું માથું આ બાજુ – પેલી બાજુ ફેરવી તેમાંથી છૂટવાનો પ્રયત્ન કર્યો. તેણે ધોળી મરઘીને કીડો ખેંચી કાઢતી જોઈ, જમીનમાંથી એને ખેંચતાં ખેંચતાં તેના બે ટુકડા થઈ ગયા. તે પોતે કીડા જેવી લાગી; કીડાના કપાઈ જવાથી તે તરફડી ઊઠી.

'હું ક્યારે આવું તને મળવા ?' ઇલા દાસે કિકિયારી કરી. 'આપણે વર્ષોથી મળ્યાં નથી, ડિયર અને મારે તને એટલું બધું કહેવાનું છે, હું એટલી બધી વ્યસ્ત છું, મારે તને બધું જ કહેવું જોઈએ.'

'હા,' નંદા કૌલે ફોનમાં નિ:સાસો નાખ્યો, એનો અવાજ એના ચહેરા જેવો ફિક્કો હતો, 'પણ મારી પ્રપૌત્રી આ અઠવાડિયાને અંતે અહીં રહેવા માટે આવે છે. હું પોતે જ થોડી વ્યસ્ત છું, એને માટે રૂમ તૈયાર કરવાનો વગેરે વગેરે...'

'પણ નંદા, કેવું મજાનું,' અવાજ તીણો થયો, અને વધુ ઊંચે ચઢ્યો; નંદા કૌલે વિચાર્યું કે એ અસંભવિત નહીં હોય કે ઇલા ઉત્તેજનામાં તેના બે પગ પર ઊંચીનીચી થતી કૂદતી હોય. 'ઓ, તારી પ્રપૌત્રી, નંદા ? કેવું અદ્ભુત, કેવું... મારે આવવું જોઈએ અને તેને મળવું જોઈએ. એકદમ ! આવી શકું ? આવી શકું નંદા ?'

નંદા કૌલનો ચહેરો ફાટી જવા જેવો દેખાયો. એક છેડેથી બીજા છેડા સુધી તેનો ચહેરો નિરાશાની કાળી રેખાઓથી વીંધાઈ ગયો. તેણે તેનો હાથ તેના કપાળ પર દબાવ્યો તો તે તેને ઠંડું ચીકણું લાગ્યું. તેનો અવાજ વધારે ને વધારે ધીમો પડતો ગયો અને તે નાના ઠંડા પથ્થરના ટુકડાની જેમ માઉથપીસમાં શબ્દો ફેંકતી ગઈ. 'હા, ઇલા, તું જરૂર આવ પણ થોડી રાહ જોજે – જ્યારે બાળકી ગોઠવાઈ જશે ત્યારે હું તને જણાવીશ, હું તને એક નાનો પત્ર લખી દઈશ' અને એણે તરત જલદીથી ફોન મૂકી દીધો.

હજી પણ નંદા કૌલ કીડાના ટુકડાઓને ગળી જતી ખાઉધરી મરઘી તરફ જોઈ

રહી હતી; તેને તેના પતિનો ચહેરો યાદ આવ્યો : જ્યારે ઇલા દાસ તેના બટન-બૂટમાં, તેની છત્રીને આમતેમ હલાવ્યા કરતી, નાચતી-કૂદતી ચા માટે આવતી ત્યારે કેવી રીતે તે પોતાના પેટ પર આંગળીઓ એકબીજામાં ગૂંથતો, અને ભારે પોપચાં ઢાળી દેતો. તેના ચહેરાની યાદ, તેનો ભાવ વગેરેથી નંદા કૌલે તેના હોઠને લગભગ હાસ્ય કહી શકાય એ રીતે મચકોડ્યા.

બીજે છેડે, ઇલા દાસે ફોનમાં એકદમ થઈ ગયેલી ચુપકીદીને આકસ્મિક રીતે થતા ટેલિફોન લાઇનના કપાઈ જવાથી વિશેષ કંઈ ધાર્યું નહીં. અલબત્ત, તેને પણ થયું તો ખરું કે જ્યારે નંદા કૌલ તેની પ્રપૌત્રીની મુલાકાત વિશે કહેતી હતી ત્યારે શું ખરેખર તેના અવાજમાં આનંદનો સંપૂર્ણ અભાવ હતો ? શું ચીડ અને ભય સિવાય તેના અવાજમાં ખરેખર બીજું કશું નહોતું ? અથવા શું પોતે જ આવી કલ્પના કરી હતી ? વાળની લટમાં આંગળી ફેરવી ઇલા દાસ એક ક્ષણ વિચારમાં પડી, અને પછી ગણગણવા લાગી.

# 7

સૂર્યપ્રકાશ વધારે તેજ બન્યો. હવે તે પૉલિશને બદલે ગુંદર જેવો બન્યો હતો. ઊડવા માટે એટલી આળસ હતી કે માખીઓ મધ્યાહ્નની જાળમાં ફસાઈ; સુસ્તી અને વિલાસિતાભર્યું ગણગણતી હતી, ધીરેથી પોતાના પગ મુક્ત કરી છત, બારીના કાચ અને વાર્નિશ કરેલાં ફર્નિચર પર ધીરેધીરે ખસતી હતી. અંદર માખીઓ; બહાર તમરાં. બધું ગુંજતું હતું, કર્કશ અવાજ કરતું હતું, ગણગણતું હતું, ચાળા પાડતું હતું, તે એટલે સુધી કે જાણે હવામાંથી જ અથવા ગરમીમાંથી એક પ્રકારનું વિચિત્ર, ખરર ખરર કરતું સંગીત ઉદ્ભવતું હોય તેવું લાગ્યું.

નંદા કૌલ, પૂરેપૂરી સ્થિર, છાતી પર બે હાથ ગોઠવી, બારીમાંથી આવતા તેજને કારણે આંખો બંધ કરી, પોતાને પ્રોત્સાહિત કરતી મોડી બપોરની શીતલ પવનની લહેરની પ્રતીક્ષા કરતી, પથારીમાં પડી. પવનની લહેર આવે ત્યાં સુધી તે સ્થિર, ચુપચાપ પડી રહેશે – તે જંગલના વૃક્ષનું બળેલું થડ થશે, રણમાં આરસનો તૂટેલો થાંભલો થશે, પથ્થરની દીવાલ પર ગરોળી થશે. વૃક્ષનાં થડને કશી ચીડ ના આવે કે ના થાય થાંભલાને કશી ગ્લાનિ. તે ગરોળીની જેમ મૃત્યુનું અનુકરણ કરશે. કોઈ એને જગાડવાનું સાહસ કરશે નહીં. કોણ સાહસ કરે ?

પોપટોએ એ સાહસ કર્યું. ઝાડની ટોચ પર એકાએક ઝઘડો થઈ ગયો; થોડી ક્ષણો તે બધાંએ ચીસો પાડી અને જાણે એકબીજાને ધમકાવતાં લાગ્યાં, પછી રૉકેટની જેમ છૂટ્યાં – દેવદારુનાં સૂકાં ફળોને ખેરવતાં, પ્રકાશમાં અદૃશ્ય થયાં, ગરમીમાં વીખરાઈ ગયાં.

સૂર્યપ્રકાશમાં સુકાઈ ઘટ્ટ અને સીસા જેવા ભારે બનતા ગુંદરની જેમ ફરીથી સ્તબ્ધતા ઘેરી બની. ગરમીને જાણે ખરેખર વજન હતું, તેના ધીમા શ્વાસોચ્છ્વાસના ચઢવા-ઊતરવા સાથે તેણે તે તેની છાતી પર અનુભવ્યું. તે વજન હેઠળ તે ધીમેથી કણસી અને તેની આંખો બંધ રાખી.

તેણે આ શાંતિ, આ સ્વસ્થતાની ટેવ વર્ષો સુધી દરરોજ બપોરે એક કલાક માટે રાખેલી હતી : તે એક કલા હતી જે સહેલાઈથી પ્રાપ્ત થતી નથી. તે ધમાલભર્યા ઘર માટે પેલાં વર્ષો સૌથી કઠિન વર્ષો હતાં, જ્યાં બારણાં ક્યારેય બંધ થતાં નહીં અને

અનવરત પગલાંના કે પગ નીચે કચડવાના અવાજો આવતા. તેને યાદ હતું કે કેવી રીતે તે પ્રકાશને બંધ કરી અવાજ બંધ કરવાનો પ્રયત્ન કરતી હતી; તેને યાદ હતું કે કેવી રીતે તેણે પેલો નિદ્રાધીન કલાક કઈ દિશામાંથી જુદાજુદા અવાજો આવતા તે જાણી લેવા ગાળ્યો હતો : બૂમ કે હસવાનો ખડખડાટ અવાજ આવતાં, કૂતરાંઓનો અમંગળસૂચક ભસવાનો અવાજ, પગથી પર સાઇકલનાં પૈડાં નીચે કચડાતાં રેત-કાંકરાનો કીચૂડ-કીચૂડ અવાજ, બગીચામાં જામફળી પર દોડાદોડ કરતી ખિસકોલીઓનો અવાજ, સૂર્યમાં યૂકેલિપ્ટસનાં સુક્કાં પાંદડાંનો ખરખરાટ કરતો અવાજ, નળમાંથી ટપકું, પછી છંટકાવ અને પછી પાણીના દદૂડાનો અવાજ. બધું જ ધીમું પડ્યું હતું, પણ કશું ક્યારેય પૂરેપૂરું ચૂપ થતું નહોતું.

કેન્દ્રમાં આવેલા તેના ખંડ પર આ અવાજો બધી બાજુએથી હુમલા કરતા અને બારીઓના તારની જાળીઓના પડદા કે લીટીવાળા ઓરિસ્સાના સુતરાઉ કાપડના પડદા – કશું આ અવાજોને દૂર રાખતું નહીં. ઘરમાં દરેક વ્યક્તિ જાણતી હતી કે આ તેનો આરામનો કલાક હતો, તેને તેમાં ખલેલ પહોંચાડવી જોઈએ નહીં. અર્ધઊંઘમાં હોય એવી આયાને સસ્ કરીને બાળકોને ‘શાંતિ રાખો, ઊંઘી જાવ, નહીં તો તમારી માતાને જગાડી દેશો’ એમ કહેતી તે સાંભળી શકતી. તે તેના પતિને કોઈકને કાળજીપૂર્વક ધીમા પાડી દીધેલા અવાજે કહેતો સાંભળી શકતી, ‘પછીથી, મારે એ વિશે મારી પત્નીની સલાહ લેવી પડશે. હું તમને પછી એ વિશે જણાવીશ.’ તે તેના દીકરાઓને તેમના મોટા ચમચમ કરતા બૂટમાં આંગળાં ટેકવીને પસાર થતા સાંભળતી, પછી તેઓ તેમનાં દફ્તર ધડાક્ દઈને નીચે ફેંકતા.

આ બધું કલાક સુધી ચાલ્યા કરતું, પ્રતિભાવ નથી આપવો એમાં તે દૃઢ રહી, શિયાળામાં રજાઈ હેઠળ અથવા ઉનાળામાં પંખાની ખિન્ન હવા નીચે ઓઢ્યા વિના, તે તેની આંખો સખત ભીડી રાખતી અને તેના હાથ છાતી પર ભેગા કરી જોડતી. પ્રતિભાવ નહીં આપવાનો પ્રયાસ દરેક ક્ષણે વધતો, વધારે ભારે થતો અને વધારે અસહ્ય બનતો; છેવટે તે તેને ડોકથી પકડી તેની છાતી પર ચઢી જતો. ચાર વાગે શ્વાસ ભરતી તે એવા પ્રયાસની બહાર નીકળી જતી. સારું, તે કહેતી, પલંગની ધારે બેસતી, અને તેના પગને તે સ્લીપર્સ ખોળવા નીચે પડવા દેતી, પછી વાળ સરખા કરતી – બહુ સારું, તે નિઃસાસો નાખતી, આવો, તમે બધાં આવો, મને લઈ લો, હું તમારી છું, ફરીથી તમારી.

હજુ તો એણે થોડું પાણી લઈ મોં પર છાંટ્યું ય નહીં હોય કે વાળ પણ ઓળ્યા નહીં હોય, ત્યાં પોતાની જરૂરિયાતનો આગ્રહ રાખતું, નાનું બાળક ભાખોડિયા ભરતું, તેની હલચલ સાંભળીને તરત જ તેની પાસે આવતું. તેને હાથમાં ઊંચકીને તે રસોડામાં કેટલીયે બાબતોની ચકાસણી કરવા જતી : આઇસ-બૉક્સમાંથી દૂધ બહાર કાઢ્યું છે, મલાઈનો થર લેવાઈ ગયો છે, ટ્રેમાં દૂધ ભરેલા મગ મૂકાયા છે અને વરંડાના લીલા ટેબલ પર લઈ જવાયા છે, ટેબલની આસપાસ બાળકો નેતરનાં નીચાં સ્ટૂલ પર બેસી

ગયાં છે કે નહીં; નાની છોકરીઓએ તેમના લાંબા વાળને સેરમાં ગૂંથેલા છે, અને તેઓએ ચોખ્ખા બટન લગાવેલાં સુતરાઉ કપડાં પહેર્યાં છે; છોકરાઓ પોતાને થોડા પાછળ નમાવી ટેબલના પાયાને લાતો મારે છે અને ભૂખની બૂમરાણ મચાવે છે. પછી માખણ ચોપડીને બ્રેડ મૂકવી છે, જામની બરણીઓ ઉઘાડીને તેમાં છરી ખોસવાની છે, નાનાં છોકરાંઓ પાસેથી છરીઓ લઈ લેવાની છે, છોકરીઓને 'ઘરકામ' વિશે પૂછવાનું છે, નોકરોને ઢોળાયેલું દૂધ લૂછવા અને ચા લાવવા બોલાવ્યા છે, અને પછી જીવન ફરીથી ઘૂમવાનું શરૂ કરશે, જાણે એક વમળ ઘૂમવાનું શરૂ કરશે, જેના કેન્દ્રમાં તેની સ્થિર શાંત આંખ છે.

શું તેઓ ક્યારેય ચૂપ ના થયાં? ક્યારેય ગેરહાજર ના રહ્યાં? તેણે તેની આંગળીઓ એકબીજામાં ગૂંથી, આંખો જરા ઝીણી કરી, પોતાની રહેલી યાદદાસ્તને તાજી કરવા અસ્વસ્થતા અનુભવી; તે યાદદાસ્તે તેને વિક્ષુબ્ધ ન કરી, પણ શાંત કરી દીધી.

તેને લાગ્યું કે જાણે એક સાંજ હતી અથવા કદાચ રાત્રિ હતી; ગમે તેમ પણ અંધારું તો હતું અને વસંતઋતુ હતી, જ્યારે માત્ર સાંજ જ ઠંડી રહેતી; એ ઋતુમાં ફૂલોના છેલ્લા છોડ લૉનની ધારે ખીલી ઊઠ્યાં હતાં; ચાંદનીમાં સફેદ અને તાજગીભર્યાં દેખાતાં હતાં, અને જ્યારે તેણે લૉનના કકરા ઘાસ પર ડગલાં માંડ્યાં ત્યારે ફૂલોમાંથી શીતલતા અને તાજગીની સુવાસ આવી; શીતલ, હા, તે જ્યારે લૉન પર ચાલવા લાગી ત્યારે તેણે તેના હાથ પોતાની આસપાસ વીંટાળી દીધા. ચાલતાંચાલતાં તે બૅડમિંટનની જાળીને અથડાઈ, એ જાળી એવી ભૂખરી અને કરોળિયાનાં જાળાં જેવી હતી કે ભૂતિયા પ્રકાશમાં તે દેખાતી નહોતી. ડગલું પાછું હઠી તેણે બૅડમિંટનના થાંભલાની આસપાસ, ચૂનાની રેખાની ધારેધારે, ચક્કર લગાવ્યું; ચૂનાની રેખા સુક્કા ઘાસમાંથી દોરેલી હતી, પછી તૂટેલા શટલકૉક પર તેનો પગ પડ્યો; જેના પર મસ્તીમાં પતંગિયાં ઊડી રહ્યાં હતાં તે પેતુનિયાનાં ફૂલોની ક્યારી પાસે તે ફેંકી દેવામાં આવ્યું હતું.

દિવસમાં પહેલાં અહીં બૅડમિંટનની રમત રમાઈ હતી; બાળકો નહોતાં રમ્યાં, પણ કેમ્પસ પરના અધ્યાપકો અને મિત્રો રમવા માટે આવ્યા હતા. હવે તેઓ જતા રહ્યા હતા. બૅડમિંટન કોર્ટ ખાલી હતો. મીણ જેવો મુલાયમ ચંદ્ર બિહામણી ચુપકીદી સાથે સડક પર યુકેલિપ્ટસની ભૂતિયા ભૂખરી શાખાઓ પર ચઢી રહ્યો હતો. ત્યાં ઘાસ, ફૂલો, યુકેલિપ્ટસનાં પાંદડાં, ચૂનો, પરસેવાથી ભીનાં થયેલાં રમતના પોશાકો, આંતરડામાંથી બનાવેલા તાર અને ભીનાં ટૅનિસનાં જોડાં – એ બધાંની સંમિશ્રિત વાસ આવતી હતી. નસકોરાં પર આંગળીઓ દબાવી તેણે તેની વાસ લીધી, પણ તે ખૂબ ખરાબ લાગી, કારણ કે તેમાં કોઈ ઉચિત મેળ કે સંવાદિતા નહોતાં.

આગળ અને પાછળ, આગળ અને પાછળ એમ વધારે જલદીજલદી લૉન પર ચાલતી તે ગાડીનો અવાજ સાંભળ્યો ત્યાં સુધી, બહાર રોકાઈ. જૂની મરુન રંગની રોવર ગાડી દરવાજામાં વળી ગઈ હતી. તેણે જોયું કે ગાડીની પીળા રંગની હેડલાઇટનો

પ્રકાશ પૉર્ચ પર ફેલાયેલી મધુમાલતીની વેલ પર પ્રસર્યો હતો અને વરંડાના ધોળા થાંભલા, ફૂલોની ક્યારીઓ અને લૉન પરની ચૂનાની આડીઅવળી રેખાઓ પર પણ પ્રકાશ ફેલાઈ ગયો. પ્રકાશ બંધ થયો, ચુપકીદી, પછી ગાડીનું બારણું ખૂલ્યું અને તેનો પતિ બહાર આવ્યો. તે કેટલાક મહેમાનોને ઘેર મૂકવા ગયો હતો – ના, તેણે પોતાને તીખાશથી સુધારી – એક મહેમાનને જ ઘેર મૂકવા ગયો હતો. તેણે તેને સિગારેટનો કસ ખેંચતો વરંડાનાં પગથિયાં ચઢતો જોયો અને તેને પોતાને તમાકુની તીખી વાસ આવી. તે પોતે લૉનના એક ખૂણામાં લોકટ વૃક્ષે ફેંકેલી છાયામાં ચુપચાપ ઊભી હતી. તે જરાયે હાલી નહીં, કે કશો અવાજ પણ કર્યો નહીં. તેણે તેને વરંડો ઓળંગીને જતો જોયો, પછી ડ્રૉઇંગરૂમમાં, અને પછી ત્યાંની બત્તી બુઝાઈ ત્યાં સુધી રાહ જોઈ; બીજી બત્તી શયનખંડમાં ચાલુ થઈ; તેણે તેના પતિનો પલંગ ત્યાં મૂક્યો ત્યાં સુધી તો એ માત્ર એક નાનો ડ્રેસિંગરૂમ જ હતો. પછી તેણે ફરીથી વધુ ને વધુ ધીમેથી લૉનમાં આંટા મારવા માંડ્યા.

બગીચાની વાડની પેલે પારનાં રાઈના ખેતરો પર હવામાં ચીસો પાડતી એક ટીંટોડી ઊડી. ગ્લાનિભરી ચાંદનીમાંથી પાંખોનો આડોઅવળો ફડફડાટ કરતું તે નરમ, મુંઝાયેલું પંખી જોઈ નંદા કૌલને થયું : એવા કયા ભયથી આ પંખી એકદમ ઊડ્યું, ગભરાઈને ફરી નીચે ઊતર્યું, ચીસો પાડવા લાગ્યું અને ફરીથી એક વાર રાત્રિને તેની વ્યથાભરી ચીસોથી ભેદતું ઊડી ગયું ? તે પંખી ખૂબ ક્ષુબ્ધ, બેચેન હતું : જાણે કોઈ શિકારી પાછળ ન પડ્યો હોય !

પોતે ભૂખરી બિલ્લી કે રાત્રિનો શિકારી હોય તેમ તે પેલા પંખીને ત્યાં સુધી જોતી રહી, જ્યાં સુધી તે નદીની દિશામાં ક્ષીણ થતી ચીસો સાથે અદૃશ્ય થઈ ગયું. પછી પોતાના પગ ઘાસ પર ઘસ્યા અને પોતાની એકલતાનો આનંદ માણ્યો.

આ એક સમય હતો જ્યારે તે એકલી થતી હતી : અંગત વિજયની ક્ષણ, નિર્લિપ્ત ગર્વની ક્ષણ.

તેનાં સ્મરણે તેના પર એક શીતળતાની છાયા પ્રસરાવી. તેનાથી તેણે હલચલ કરી, પોતાના હાથ ગાલ સુધી, વાળ સુધી ઊંચે લઈ ગઈ અને પછી ધીમેથી બેસી ગઈ. બારીમાંથી મોડી બપોરની પહેલી પવનની લહેર હળવેકથી, આમતેમ ભમતી આવી અને કોઈ નૃત્યકારના હલનચલનની જેમ પડદાને હલાવ્યો.

તે બારી પાસે ગઈ અને તેણે બહાર ચોખ્ખા કોતરો, ઓગળેલાં મેદાનો, અને જેમાં સૂર્ય ગુબ્બારાની જેમ તરતો હતો તે આછા પીળા પ્રકાશથી ભરેલા આકાશ તરફ જોયું. એ પ્રકાશમાં દેવદારુની સળીઓ રેશમની જેમ ચમકી રહી હતી. એ ચાનો સમય હતો.

# 8

બપોર પછીની છાયામાં વરંડામાં બેઠેલી નંદા કૌલ ટી ટ્રેને થોડી દૂર ખસેડી, 'ધ પિલો બુક ઑફ સેઈ શોનાગન'માંથી ચાના ઘૂંટડા સાથે થોડાક અંશો વાંચવા લાગી.

'જ્યારે એક સ્ત્રી એકલી રહે છે' એ શીર્ષકવાળા ખંડે તેનું ધ્યાન ખેંચ્યું :

"જ્યારે એક સ્ત્રી એકલી રહેતી હોય, ત્યારે તેનું ઘર એકદમ ભાંગ્યું-તૂટ્યું હોવું જોઈએ, માટીની દીવાલોમાંથી ઢેફાં નીચે પડતાં હોવાં જોઈએ, અને જો તળાવ હોય તો તે પાણીનાં છોડવાંઓથી છવાયેલું હોવું જોઈએ. એ જરૂરી નથી કે બાગ લીલા ઘાસની પાંદડીઓથી છવાયેલો હોય, પણ નકામું ઘાસ રેત-જમીનના ટુકડામાંથી ઊગ્યું હોવું જોઈએ, કારણ કે આને લીધે એ સ્થળ અત્યંત સૂમસામ નજરે પડશે.

"મને એ સ્ત્રીનું ઘર નાપસંદ છે જે એકદમ સ્વચ્છ હોય, અને તે સ્ત્રી તેના ચહેરા પર પોતાને બધી ખબર છે એવો ભાવ રાખી અહીંતહીં ભાગતી દોડતી ફરતી હોય, દરેક ચીજ તે જે રીતે હોવી જોઈએ એ રીતે ગોઠવતી હોય, અને દરવાજો એકદમ બંધ કરેલો હોય."

ચહેરા પર મંદમંદ હાસ્ય સાથે નંદા કૌલે ઊંચે જોયું, અને પછી તે ખંડ ફરીવાર વાંચવા તેનું માથું નીચે નમાવ્યું. દરેક વખતે તે વાત ઠંડા, જૂના દારૂની જેમ તેનાં ગળાના ચોખ્ખા, ચળકતા માર્ગે નીચે ઊતરી.

બપોર પછીના સમયનો પ્રકાશ હળવો થયો હતો. થોડી વાર પછી હજુય ચોપડી હાથમાં પકડી રાખીને તે બગીચામાં થઈ દરવાજા પાસેના ત્રણ દેવદારૂનાં વૃક્ષો સુધી ગઈ.

ટેકરીઓ પર હજુ પ્રકાશ હતો, પણ તે ઝાંખો, ધૂળિયો હતો. ટેકરીઓ સોનેરી રેશાઓથી ઢંકાયેલી લાગતી હતી અને દૂર સુધી જતાં હળવા ભૂરા અને જાંબુડિયા રંગમાં ફેરવાઈ જતી હતી.

પહેલાં ઘણી વાર પોતે ઇચ્છ્યું હતું તેમ તેણે ઇચ્છ્યું કે તે 19મી સદીના અંગ્રેજ જળરંગ ચિત્રકારને નિમંત્રણ આપે અને તે તેના બગીચામાંથી દેખાતાં દશ્યોને ચિતરે. તેને લાગ્યું હતું તેઓ કસૌલીનાં પ્રાકૃતિક દશ્યનાં બે તત્ત્વો, પ્રકાશ અને પ્રસારને અંકિત કરવામાં નિષ્ણાત હતા કે પછી અંગ્રેજ કલાકાર માટે શું તે ખૂબ સાધારણ, નજીવું

દશ્ય હતું ? તેને વિચાર આવ્યો. તે જાણતી હતી કે કોઈ પણ યુગનો ભારતીય કલાકાર તે ચીતરી શકે નહીં, અને અંગ્રેજ વિશે પણ તેને સંદેહ હતો. તેણે 19મી સદીના તે વખતે 'કુસૌલી હિલ્સ' નામે જાણીતા લિથોગ્રાફ જોયાં હતાં. અલબત્ત, તે તેનાથી ખુશ થઈ હતી, પણ સંતૃપ્ત થઈ નહોતી. કદાચ એ કોતરનારે દઢ રેખાઓ અને વધારે સ્પષ્ટ ક્ષિતિજ આકૃત કરવાની જરૂર હતી. અહીં ટેકરીઓ આકાશમાં, આકાશ બરફમાં અને બરફ હવામાં ઓગળી જતાં.

વિચાર કરતીકરતી તે દરવાજા પર નમી અને તેના બહુ ભાષાઓ જાણનાર વિદ્વાન પતિને જેને 'આબન્દ લ્યુખ્તુંગ' કહેવાનું ગમતું તે નીલી-જાંબુડી પહાડીઓ પર તેણે એક નજરે જોયું. ખીણોમાં આવેલાં, પહાડીઓમાં છુપાઈને રહેલાં નાનાં ગામડાંઓના પોતાના ઘર તરફ ગાયો-ભેંસો ચરતી ચરતી ચાલવા લાગી. બધું વધારે કુમાશભર્યું, વધારે ધૂસર બનતું ગયું; છેવટે એકદમ અંધારું થયું અને જ્યાં કોઈ રહેઠાણ હશે એવી તેણે કલ્પના પણ કરી નહોતી ત્યાં દીવાઓ સળગ્યા : કસૌલીમાં એકાદ દીવો અહીંતહીં, સનાવારમાં પ્રકાશનાં સોયનાં નાકાં જેવાં ટપકાંઓ, સબાથુ અને દાગશાઈમાં ધૂંધળા પ્રકાશનાં નાનાંનાનાં ખાબોચિયાં અને દૂર દૂર આછા પીળા રંગમાં ટમટમતા સીમલાના દીવાઓ.

તમરાં ચૂપ થયાં. પવન બંધ થઈ ગયો. તે પાછી ફરી અને ધીમેધીમે અંદર જતાં નાના ડ્રોઇંગરૂમમાં તેણે બત્તી બળતી જોઈ. તે 'સેઈ શોનાગન'માંથી જુદાજુદા વિષયોની યાદીઓ વાંચવા લાગી : હવાથી વગાડાતાં વાજિંત્રો, શુદ્ધ ભાવના જગાડે તેવી બાબતો, અશુદ્ધ ભાવના જગાડે તેવી બાબતો, પોતાનું સામર્થ્ય ગુમાવ્યું છે તેવી વસ્તુઓ (ખાડીમાં ફસાયેલું વહાણ. એક મોટું ઝાડ જે વંટોળિયામાં ઊખડી ગયું છે અને ઉપર હવામાં મૂળિયાં હોય એવી સ્થિતિમાં નીચે પડ્યું છે.), કઢંગી વસ્તુઓ, જેના પર રંગ થવાથી પોતે ગુમાઈ જતી વસ્તુઓ (છોડ, ચૅરી, પીળાં ગુલાબ), જેને રંગવાથી તેને પોતાને થતા લાભ (દેવદારુ, શિયાળાનાં ખેતરો, પહાડી ગામડું અને પગદંડીઓ, સારસ અને હરણાં), જડીબુટ્ટીઓ અને છોડવા, જીવ-જંતુઓ, સુંદર વસ્તુઓ, પંખીઓ, વૃક્ષો અને ઉત્સવો, અને તે પોતે બીજી સૂચિઓ મનોમન વિચારવા લાગી.

વળી પાછી તે 'એકલી રહેતી સ્ત્રી'વાળા ખંડ તરફ વળી અને અનિચ્છાએ ફરી હસી; તેને વિચાર આવ્યો કે વસ્તુઓ કેવી હોવી જોઈએ તે વિશેના પેલી ભોગવાદી સ્ત્રીના વિચારો પ્રમાણે શું 'કેરિગ્નાનો'ની હસ્તી રહેશે ? એકદમ તો નહીં, કારણ કે તે સૂમસામ નથી અને તે બીજા સંબંધોથી વિખૂટું પડેલું નથી. પણ તેના મનમાં એક વિચાર હતો કે 'કેરિગ્નાનો'ની વિરલતા, તેની સ્વચ્છતા અને સાદાઈ હજારો વર્ષ પહેલાંની જાપાનની સ્ત્રીને ખુશી કરશે – જેમ તેને પોતાને ખુશ કરતી.

જ્યારે તે વાઈસ-ચાન્સેલરની પત્ની હતી અને નાના, પણ તીવ્ર વ્યસ્ત એવા વિશ્વના કેન્દ્રમાં હતી તે સમયના તેના જીવનના જૂના ઘરે, ભરચક ઘરે તેને ખુશ નહોતી કરી. ત્યાંની ભીડે એને ગૂંગળાવી દીધી હતી.

બગીચામાં ઘણાંબધાં વૃક્ષો હતાં – કાળી, ધૂંધળી જામફળી અને આંબા તો કેટલા બધાં, લૂંટ ચલાવતાં બગાડી દેતાં પોપટો અને ખિસકોલીઓથી ભરપૂર હતાં, અને બાળકો ફળો માટે તે વૃક્ષો પર જાણે હુમલો કરતાં અને પછી કાં તો વધારે પડતાં ખાઈ જતાં અથવા ઝાડની ટોચ પરથી નીચે પડતાં.

રસોડા પાછળ લાંબી નીચી ચૂનાથી સફેદ લાગતી ઝૂંપડીઓની હારમાં ઘણા નોકરો રહેતા; તેને કારણે ગટરો ભરાઈ જતી અને ઊભરાઈ જતી; રાત્રે ઉત્સવોમાં નગારાંના અવાજો ખૂબ મોટા થઈ જતા; વળી દારૂ પીને ગાવાના અને ઝઘડા કરવાના, નહાવાના અને ધોવાના તથા બાળકોનાં રડવાના અવાજો આવતા.

ઘણા મહેમાનો આવતા અને જતા; ટાંગા અને રિક્ષા યુકેલિપ્ટસનાં વૃક્ષો અને બોગનવેલની નીચે ભેગાં થતાં, તેમના ચાલકો સળિયા પર પગ લટકાવીને સીટ પર સૂઈ જતા : ઘરના ઘણા ઓરડાઓ લગભગ હંમેશાં ભરેલા રહેતા; ઘણી વાર તો મોટા ખંડ કે વરંડાના બહુ અંગત નહીં એવા ખૂણાઓમાં પણ વધારાની પથારીઓ કરવી પડતી; એટલે એકાંતની ઊણપ એને કંટાળો આપતી. ચાની કેટલી બધી ટ્રે તૈયાર કરવી પડતી અને તે બધી તેના પતિના અભ્યાસખંડમાં, તેની સાસુના શયનખંડમાં, અને વરંડામાં લઈ જવામાં આવતી; વરંડો તો દિવસના ગમે તે સમયે બધાં માટેનું મિલન-સ્થળ જ રહેતું. આ જ પ્રમાણે ઘણા પ્રકારનું ખાવાનું બનતું, જાતજાતની વાનગીઓ ટેબલ પર રહેતી અને પછી ઢગલો વાસણો સાફ કરવાનાં થતાં.

તેઓને ઘણાં સંતાનો હતાં; તે બધાં અનેક જુદીજુદી શાળાઓ અને કૉલેજોમાં દિવસના જુદેજુદે સમયે જતાં; તેમનાં ઘણાબધા ટ્યુટર હતા – મેથેમેટિક્સના એક શિક્ષક હતા, જે ખૂબ કડક હતા અને કાબૂમાં ન રહેનાર છોકરાઓને તમાચો ચોડી દેતા. એક ચિત્રના શિક્ષક હતા, જે આળસુ હતા, માત્ર હસતા અને કંઈ કરતા જ નહીં. બીજા કેટલાક પણ આ રીતે અયોગ્ય અને ચીડ ચઢે તેવા હતા; પછી જુદીજુદી વયના અને કદના અને પરિવારના તેમના મિત્રો હતા.

તે દરેક બાબતની અધિકતાની સાથેસાથે તેની અવ્યવસ્થા, અસ્થિરતા અને અનપેક્ષિતતાથી ખૂબ વ્યથિત રહેતી હતી.

જ્યારે એ બધું પૂરું થયું ત્યારે તે એટલી તો ખુશ થઈ હતી ! તે તે બધું પાછળ, મેદાનોમાં મૂકી આવવાથી ખૂબ ખુશ થઈ હતી. જાણે કોઈ મુશ્કેલ, મોટી ભારે ચોપડી વાંચી લીધી હોય અને ફરીથી એને વાંચવાની આવશ્યકતા જ ન હોય !

શું રાકાનું આગમન પેલા જૂના, પીડાકારક ચોપડાને ફરીથી ઉઘાડવા જેવું થશે ?

નિઃસાસો નાખતી, એક પગને જરા વિચિત્ર રીતે ખેંચતી તે તેની પથારીમાં ગઈ.

મને મુક્ત કરો, વ્યથિત હૃદયે તે કણસી ઊઠી. મેં મારાં બધાં જ કર્તવ્યો પાર પાડ્યાં છે. મુક્ત કરો. . . . .

# 9

બીજાંઓની સંભાળ રાખવાની નંદા કૌલને ટેવ હતી, જે તેને માટે અવળી પડી હતી. તેણે માની લીધું હતું કે તે એક ધાર્મિક ફરજ હતી, પણ પછીથી તે તેને બનાવટ લાગી હતી. એ એક વ્યવસાય હતો જે એક દિવસ, જાણે તેનો જીવન-સ્રોત સુકાઈ ગયો હોય તેમ, નીરસ અને શુષ્ક થઈ ગયો હતો.

'કેરિગ્નાનો'ના પહેલા જ દિવસે આવું બન્યું હતું. તેના પતિના અવસાન પછી તેના દીકરાઓ અને દીકરીઓ, વાઈસ-ચાન્સેલરનું ઘર ખાલી કરવામાં સહાય કરવા, પોતાની ચીજ-વસ્તુઓ બાંધી લઈ જવા તેમજ અંદરોઅંદર વહેંચી લેવા અને પછી માને કસૌલી સુધી પહોંચાડી આવવા આવ્યાં હતાં. થોડો વખત તેઓ 'કેરિગ્નાનો'માં વધારે પડતા ફર્નિચરની જેમ ઊભાં રહ્યાં હતાં. તેને સમજાતું નહોતું કે એ બધાંનું શું કરવું.

નસીબયોગે તે બધાં જતાં રહ્યાં હતાં. કાર્યશીલ અને જવાબદાર રહેવું એવી એની પોતાની નજર હેઠળ ઊછરેલાં તેઓને તેમનાં પરિવાર અને નોકરીની સંભાળ લેવાની હતી. કોઈ તેની સાથે રહ્યું નહીં. જ્યારે તેઓ ગયાં ત્યારે તેણે માલિકીભાવથી આખા ઘરમાં આંટા માર્યા અને ખુલ્લા પગે ફરસ પરના એકેએક પથ્થરનો સ્પર્શ અનુભવ્યો.

તે ફરતીફરતી બગીચામાં ગઈ હતી. મકાન અને બગીચાના બીજા કોઈ માલિકની જેમ તેણે કહ્યું નહોતું કે અહીં હું વિલો-ટ્રી રોપીશ, ત્યાંથી હું સ્પેનિશ કાંટાળી ઝાડી ઊખેડી નાંખીશ અને તેને બદલે ઊંચું ઘાસ રાખીશ. ના, તે તો બાગની ઉજ્જડતા અને ખાલીપણામાં રાચતી હતી. કાંકરા-રેતની પગથીના નાનાં છૂટાં પથ્થરોથી તે ખુશ થઈ – જેમ બીજું કોઈ ઊંચી પ્રકારની લૉનથી થાય. તેણે વરંડા પાસેના જરદાળુના ઝાડના ઝુંડમાં કે દરવાજા પાસેના ત્રણ દેવદારુમાં એક પણ બીજું ઝાડ ઉમેરવાની દરકાર કરી નહીં.

તેની જેમ બગીચો પણ ઉંમર વધવાની અને ક્ષીણ થવાની પ્રક્રિયા માત્રથી એક પૂરી ભવ્યતાની સ્થિતિએ આવી પહોંચ્યો હતો. તે ખૂબ થોડી ચીજોથી બનેલો હતો, પણ તે બધું ઉચિત અને પ્રસ્તુત હતું – જાપાની સ્ક્રોલના લસરકાઓની જેમ. જેમ તે તેના પોતાના સીમિત, ઉજ્જ્વળ એકલા જીવનમાં કશું ઉમેરવા ઇચ્છતી નહોતી તેમ

તે આ ચીજોમાં કશું ઉમેરવા ઇચ્છતી નહોતી.

આ પૂર્ણ પ્રાકૃતિક પરિવેશમાં તે જેમ ગુલાબના લતામંડપો કે આરસના દેવતા કે ફુવારાની કલ્પના કરી શકતી નહોતી તેમ તે એક નવા આગંતુક બાળકની કલ્પના જ કરી શકતી નહોતી. તેને આમાંથી કશાયની મહેચ્છા નહોતી. ઊલટું, જેમ મીઠાઈનું બૉક્સ જોતાં ગ્લાનિ ઊપજે તેમ આ બધાંનો વિચાર તેને દુઃખી કરી દેતો.

વ્યથા અને મુંઝવણની સ્થિતિમાં, તે જ્યારે રામલાલ તેની રોજની બજારની મુલાકાતમાંથી પાછો ફર્યો ત્યારે તેની સાથે વાત કરવા રસોડામાં ગઈ. જ્યારે તે લાકડાના ટેબલ પર બટાકા તથા કાંદા વગેરેને જુદા પાડી રહ્યો હતો ત્યારે તેણે એક પ્રકારની બેચેનીપૂર્વક તેની સાથે વાત કરી; આથી રામલાલ જેમ આબોહવામાં આવનારાં તોફાનોથી ચોંકી જાય તેમ ચોંકી ઊઠ્યો.

'આવતીકાલે મારી પ્રપૌત્રી આવી પહોંચશે, રામલાલ,' તેણે શરૂ કર્યું, અને તેના પરસેવાવાળા બે હાથ એકબીજામાં ભરાયા.

'હા,' તેણે આશ્વસ્ત કરવાનો પ્રયત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયો.

'તેને માટે તું રસોઈમાં શું બનાવીશ, રામલાલ ?' તેણે એક વિચિત્ર મુશ્કેલી અનુભવતાં પૂછ્યું. જાણે કે તેણે કૉન્વોકેશનના દિવસે 50થી 70 મહેમાનો માટે મોટી મિજબાનીઓ જ ગોઠવી નહોતી ! જાણે કે તેણે બનાવેલ કબાબની તાજગી કે પુડિંગની પૌષ્ટિકતાની તે દિવસે પ્રશંસા જ ના થઈ હોય ! કાગળના કેટલા બધા ટુકડાઓ તેણે ફાડી નાંખ્યા હતા અને ફેંકી દીધા હતા. પોતાના મોટા પરિવારની અનુકૂળતા અને ખુશીને ધ્યાનમાં રાખી જુદાંજુદાં સામયિકો અને છાપાંઓમાંથી વસ્તુઓ બનાવવાની માહિતીનાં કાપેલા કાગળોની એક મોટી ચોપડી પણ તેણે ગુમાવી દીધી હતી. અત્યારે કોઈ એક વિચાર પણ મનમાં રહ્યો નહોતો, એક વિચાર પણ નહીં, જેના દ્વારા એક નાનકડી પ્ર-પૌત્રીને જમાડવા માટેનો તે ખ્યાલ કરે !

પોતાના જીવનમાંથી એણે એટલો બધો નક્કર જથ્થો ખાલી કરી દીધો હતો કે બીજા કોઈનો તો એ જાણી શ્વાસ અદ્ધર થઈ જાય.

'હું શું બનાવું, મેમસાહેબ ?' રામલાલ તેની આંખો નીચે રાખી ધીમેથી બોલ્યો.

'મને ખબર પડતી નથી, રામલાલ, મને કશું સમજાતું નથી,' તેણે નિઃસાસો નાખ્યો અને એકદમ ટેબલની ધાર પકડી લીધી. 'તું મને કહે. કશુંક સૂચવ તો.'

એકદમ તેણે ઊંચે જોયું અને તેની લાલઘૂમ આંખોમાં કોઈ પ્રેરણા ઝબકી. 'પોટેટો ચિપ્સ, મેમસાહેબ,' તેણે મોટેથી કહ્યું. 'બધાં બાળકોને પોટેટો ચિપ્સ ભાવે છે.'

'તેમને ખરેખર ભાવે ?' તે ગણગણી અને થોડી વ્યગ્રતા સાથે પણ એક આશાભરી નજરે તેના તરફ જોયું કે પોટેટો ચિપ્સ બાળકને પુષ્ટ કરશે, સરળ આગંતુકને આરામ આપશે અને કોઈ હાનિ કરશે નહીં.

'હા, તે બધાંને પોટેટો ચિપ્સ ભાવે, ખાસ તો ટામેટાંના કેચઅપ સાથે.'

'સાથે...'

'કેચઅપ, મેમસાહેબ, ટામેટાંનો કેચઅપ. હું બજારમાંથી એક બાટલી ખરીદી લાવીશ. લંચ માટે એ રાખીશ. તે લંચ વખતે અહીં આવી જશે ?'

'હા,' નંદા કૌલે દુઃખપૂર્વક માથું હલાવ્યું, અને પોટેટો ચિપ્સ તથા ટામેટાંના કેચઅપનો વિચાર કરતી અને તેને બધી મુશ્કેલીઓમાંથી બચાવી લેનાર ગણી તે બારણા તરફ ગઈ. તે બધું તેને આનંદપ્રદ તો લાગ્યું પણ સાથે તેણે કબૂલ્યું કે ગમેતેમ પણ આ પૂરતું નથી.

રામલાલ નવા ઉત્સાહથી વળી પાછો બટાટા અને કાંદા જુદા પાડવા ચાલી ગયો, પણ પગથી અને દેવદારુની સળીઓ પર સામાન્ય રીતે આત્મવિશ્વાસથી ડગલાં માંડતી, પણ અત્યારે એક નવા ખચકાટ સાથે ઘરમાં પાછી જતી મેમસાહેબ તરફ તેણે સાવચેતીભરી નજર રાખી. 'ઘરડી ઘરડી', જ્યારે નંદા કૌલ એના અવાજને સાંભળી શકે તેની બહાર જરદાળુનાં વૃક્ષો નીચે છાયામાં ગઈ ત્યારે રામલાલ બબડ્યો. 'તે ઘરડી છે, હું ઘરડો છું. અમે ઘરડાં છીએ, ઘરડાં,' તે ઝડપથી નિરાશ થઈને ગણગણ્યો.

એક દૂબળી મરઘીએ બારણામાં તેની ડોક ઘાલી અને એક વિશેષ યાચનાભર્યા ઘોઘરા અવાજે કિકિયારી કરી. રામલાલે તેનો બજારનો ગંદો થેલો તેની તરફ ગુસ્સામાં ફેંક્યો, અને મરઘી ઊડીને લાકડાના ઢગલા પર બેઠી, તથા આશ્ચર્યભરી પીળી આંખે તેના તરફ તાકી રહી.

# 10

તે રાકાને મળવા અને લેવા ટેક્સી સ્ટેન્ડ સુધી તો ના ગઈ. તેને બદલે તેણે રામલાલને મોકલ્યો. તે જાણતી હતી કે તેણે જવું જોઈએ. તેને ખ્યાલ હતો કે તે રસ્તા પર ખૂબ ધીમેથી જાય, થોડો વધારે સમય આપે, અને છાયામાં ચાલે તો તે જઈ શકી હોત. પણ તે કોઈ કુતૂહલભરી આંખો તેને જુવે એ વિચારને સહી શકી નહીં.

મહેમાનો માટેના ઓરડામાં વારેવારે જતી કબાટ પરનાં લિનનને આમતેમ ફેરવતી, કબાટનાં બારણાં ઉઘાડતી અને ભીની તાજી ફૂગની વાસ સૂંઘતી, ગાદલાંને થાબડતી અને સૂંવાળી ચાદર પરનાં રુંવાનો સ્પર્શ કરતી, એ ઘેર જ રહી.

તેને ફૂલદાનીને ફૂલોથી ભરી પથારીની એક બાજુએ મૂકવાનો વિચાર આવ્યો. પણ જ્યારે તે બારી પાસે ગઈ અને બહાર જોયું ત્યારે તેને થયું કે બહારનાં ફૂલો એવાં છે જે બહાર જ પ્રફુલ્લિત રહેશે, એક પણ ફૂલ એવું ન લાગ્યું જે તેનો ઘાટ અને રંગ અંદર ઓરડામાં જાળવી રાખી શકે.

બારણા તરફ જવાના તેના માર્ગે તેનો પગ ખાટલાના પાયા સાથે અથડાઈ ગયો. આ અથડામણે જાણે તેનાં ફેફસાંમાંથી બહાર હવા કાઢી એવું લાગ્યું. હાંફતી થોડી નબળી લાગતી તે તેના ઓરડા તરફ લંગડાતી ગઈ.

તેના ઓરડામાં તેણે તેની સાથળ તપાસવા પેટિકોટ ઊંચે ખેંચ્યો. ના, ના, કોઈ તૂટેલું હાડકું બહાર નીકળ્યું નહોતું, પણ ઢીંમચાવાળું મોતી રંગનું માંસ મેઘધનુષી ઉઝરડામાં ફેરવાઈ ગયું હતું. હમણાં નીલો રંગ છે, કાલે જાંબલી થશે, પછી લીલો, છેવટે ઝાંખો થતાં પીળો અને ફરી પાછો મોતી જેવો થશે. આ બધાં જૂના માંસના દુર્ગંધ મારતા રંગો છે.

તે પીડા અને આત્મ-દયાથી કણસવા લાગી, કારણ કે તેને ચોક્કસ ખબર હતી કે તે એકલી હતી, તેને કોઈ સાંભળી રહ્યું નહોતું.

એક કલાકમાં જ પેલું એકાંત પૂરું થશે. તે ફરીથી મોટેથી કણસી શકશે નહીં : રાકા તે સાંભળી જાય.

નાજુકતાથી પેલો ઉઝરડો ઘસતાંઘસતાં, તેણે રાકાનું તે શું કરશે તે યાદ કરી પોતાની પીડામાંથી મનને બીજે વાળવા પ્રયાસ કર્યો. પણ હવે બધાં જ બાળકો તેના

જીવનમાં મેઘધનુષ્યના રંગોમાં એકબીજામાં ભળી જતાં હતાં – ગુલાબી, વાદળી, ઘા, હાડકાં, – તે પોતાનાં ને બીજાંઓથી જુદાં કરી શકતી નહોતી. પેલી આયા નખમાં અફીણ ભરાવી રાત્રે જેને અફીણ ખવડાવતી તે મિલન હતો કે નિખિલ ? તેઓમાંનું કોણ, તેના ઘૂંટણે વળગી અથવા તેના ખોળામાં માથું રાખી સ્વપ્નીલ સ્થિતિમાં કહેતું, 'જ્યારે હું મોટો થાઉં, ત્યારે તું નાની થશે, અને ત્યારે હું તારી સંભાળ રાખીશ ? શું તે પેલા ભયાનક પત્રો લખનાર આશા હશે ? તે હોઈ શકે, કારણ કે આશા તેના માથા પર વાંકડિયા વાળવાળી એક નાની છોકરી હતી અને વળી તેના ગોળ સુંવાળા હાથે તેની માતાને થાબડતી હતી – જ્યારે મા અરીસા આગળ તૈયાર થતી હતી ત્યારે તેની સાડી અને આભૂષણોને વખાણતાં શાબાશી આપી હતી. 'જ્યારે તું મૃત્યુ પામે, ત્યારે તારી બધી સાડીઓ હું લઈશ,' તેણે સંકુચિત દૃષ્ટિથી કહ્યું હતું. તે ચોક્કસ આશા જેવું જ લાગ્યું. પણ બીજાંઓ ય હતાં – તેનાં પોતાનાં અને પછી પૌત્ર-પૌત્રીઓ. હાલમાં તારાએ દુ:ખમાં અને લગ્નવિચ્છેદના ભયમાં તેની સહાનુભૂતિ અને ધ્યાનનો સૌથી મોટો હિસ્સો માંગ્યો હતો. પણ સગર્ભા વીણાને પણ સંભાળની જરૂર હતી. તેની પહેલી સગર્ભાવસ્થા વખતે તેને ટાઇફોઈડ થયો હતો. કમભાગી તારાનો બીજી વખતે પગ ભાંગ્યો અને એપેન્ડીસાઈટીસના હુમલામાંથી માંડ બચી ગઈ. આશાનાં બાળકો પર એ બધી જ મુશ્કેલીઓ આવતી લાગી, જેનાથી તે પોતે સફળતાથી આઘી રહી શકી હતી. વળી હવે વીણાને ત્યાં સંતાન થશે. તો પછી તે કેવી રીતે ચોક્કસ કહી શકે કે કયે સમયે, કયા શહેરમાં અને કઈ હૉસ્પિટલમાં રાકાનો જન્મ થયો હતો ?

તેના જમાનામાં તેણે એટલાં બધાં મલમલનાં ઝભલાં અને સુતરાઉ નાઇટગાઉન ભર્યાં હતાં કે તેને અત્યારે યાદ નથી આવતું કે વાદળી બતક કે ગુલાબી ઉંદરવાળા ભરતકામનાં વસ્ત્રથી તેણે રાકાનું અભિવાદન કરેલું, કે તેણે કૉરલનું બ્રેસલેટ કે ચાંદીનો પ્યાલો મોકલ્યો હતો. તે શક્ય નહોતું, નંદા કૌલ હુંકારા કરવા લાગી, કારણ કે તેઓ એટલાં બધાં હતાં અને જેમ માનવો એકસરખા હોય છે તેમ તેઓ એકસરખાં લાગતાં હતાં. આવા સાધારણ ધૂંધળાપણમાંથી તે રાકાને બોલાવી શકી નહીં. રાકા ઝાંખા કુદરતી દૃશ્ય પરના એક મચ્છર કે એક કીડા કે આંખમાં રેતના કણની જેમ એક કાળા, ત્રાસદાયક ડાઘથી વિશેષ કશું નહોતી.

વ્યથાથી માથું નમાવી તેણે અનુભવ્યું કે હવે એણે રાકાને મળવું પડશે, વ્યક્તિ તરીકે તેની ઓળખ કરવી પડશે અને સૌથી ખરાબ તો એક સગા તરીકે, એક આશ્રિત તરીકે – આ એને ખૂબ અસહ્ય લાગ્યું. તેણે તેને ઈંડાં અને શાકભાજી ખાવા માટે વિનવણી કરવી પડશે, બગીચામાં પથ્થરો નહીં ઉપાડવા માટે ચેતવવી પડશે, કારણ કે કદાચ પથ્થરો નીચે વીંછી હોય, રાત્રે તેને સૂવાડી બાજુના ઓરડામાં પોતે પડી રહેશે અને વિચારો આવશે કે રાકા ઊંઘી ગઈ કે નહીં, શયનખંડમાંથી અવાજ ઝીલવા મનને ખેંચવું પડશે; તેમના વિરોધી વિચારો, ઊડી રહેલાં ચામાચિડિયાં અંધારામાં અથડાય તેમ અથડાશે.

'તે ક્યારેય ઊંઘી જઈ શકશે નહીં,' નંદા કૌલને મનોમન દુઃખ થયું; બીજું કોઈ ઘરમાં હોય તો તે કેવી રીતે સૂઈ જઈ શકે ? તે આનાથી ટેવાયેલી જ નહોતી; તે સ્થિતિ તેને હેરાન-પરેશાન કરી દેશે.

હવે તેણે રીતસરની રસોઈ તૈયાર કરાવવી પડશે; જોકે તેને પોતાને તો કશાની જરૂર નહોતી, તેને તો ટૉસ્ટના ટુકડા અને બગીચાનાં જરદાળુ પૂરતાં હતાં. કદાચ રાકા કંટાળી જશે અને તેને મનોરંજનની જરૂર પડશે ? પોતે તે કેવી રીતે કરશે ? એક સમય હતો જ્યારે તેને બાળ-જોડકણાં, શબ્દોની રમતો, કાગળ અને કાપડ-ટાંકણી અને કાતર વગેરેની કારીગરી – એ બધું આવડતું હતું, પણ તે બધું જતું રહ્યું; જાણે કે માટીના પડો નીચે તે દટાયું છે અને તે બધાંને ફરીથી બહાર કાઢવાની તેનામાં તાકાત નથી. વળી, શું તેણે બાળકીને ફરવા માટે લઈ જવી પડશે ? ક્લબમાં ? તેણે રમવા માટે બીજાં બાળકોને નિમંત્રણ આપવું પડશે ? પણ કસૌલીમાં તે કોઈને ઓળખતી નહોતી, કોઈ બાળકોને તો નહીં જ. તેણે નિષ્ઠાપૂર્વક પોતાને અલગ રાખી હતી; જીવનને અંતે પ્રાપ્ત થયેલી આ એકાંતને તે સુરક્ષિત રાખવા ચાહતી હતી.

એક માત્ર ઇલા દાસે ભૂતકાળમાંથી આવી તેનો પીછો કર્યો હતો, અને હજુ એને મળવા આવતી હતી. બાળકીને મળવા માટે શું ઇલા દાસને આમંત્રણ આપવું જોઈએ ?

વિચારમાત્રથી નંદા કૌલમાં ઘૃણાનો ભાવ જાગ્યો. પછી તેણે પેટીકોટ નીચો કરી દીધો, ઊભી થઈ, ઓરડામાં આમતેમ જોવા લાગી અને લંગડાતી વરંડામાં ગઈ.

બધું એકદમ સ્તબ્ધ હતું. રામલાલ ટૅક્સી સ્ટૅન્ડ પર જવા નીકળી ગયો હતો. રાકા થોડી વારમાં અહીં આવી પહોંચશે.

ટેકરા પર અને દરવાજા આગળ દેવદારુની પત્તીઓ ડોલી રહી હતી, અને તેથી તે પત્તીઓ સૂર્યપ્રકાશમાં ચાંદીની જેમ ચળકી રહી હતી. નીચેના રસ્તે ચેસ્ટનટના વૃક્ષમાં એક કોયલ તેના ધીમા ઘરેળુ અવાજે ગાઈ રહી હતી.

# 1

પોતાના બન્ને હાથ આગળ ભેગા દબાવી જરદાળુનાં વૃક્ષો નીચે ઊભા રહી, નંદા કૌલે વિચાર્યું, 'રાકા – તદ્દન અનુચિત નામ છે.' આધુનિક બેલેમાં કરવામાં આવતા આવકારના અભિનયની માફક, પવનમાં જોરજોરથી નમીને અને વળીને ઊભાં રહેલાં દેવદારુનાં વૃક્ષોની પાસેના દરવાજામાંથી પ્રવેશતી રાકાને જોઈ તેણે આમ વિચાર્યું.

રાકાનો અર્થ હતો ચંદ્ર, પણ તે કંઈ ગોળ ચહેરાવાળી, શીતળ કે તેજસ્વી નહોતી. લટકતી બૅગના ભારથી તેનો પાતળો ખભો ઢળી ગયો હતો; તેણે પગમાં ધૂળથી ભરેલાં જૂનાં સેન્ડલ્સ પહેર્યાં હતાં. રામલાલની પાછળ શાંતિથી ચાલતી રાકા જ્યારે બગીચાની પગથી પસાર કરી રહી હતી ત્યારે નંદા કૌલને થયું કે તે ભયથી કૂદકો ભરતા, પણ કશું ગાતા નહીં એવા પેલા કાળા કીડાઓમાંથી એક હોય એવી લાગતી હતી, અથવા પાતળા પગવાળા ઝીણા મચ્છર જેવી લાગતી હતી.

આમ છતાં, બાળકી સાથે કોઈ રીતે નામનું અનુસંધાન કરવાની આશામાં અને આ આગંતુકને પોતાના બગીચામાં જોવા પોતે ક્યારેય ટેવ પાડી શકશે કે કેમ તે વિચાર કરતાંકરતાં નંદા કૌલે 'રાકા' એમ કહ્યું તો ખરું.

રાકા ધીમી પડી, પગ ઘસડવા લાગી, પછી કંઈ બોલ્યા વિના તેમજ પોતાના દેખાવમાં ઉદાસીનતા પ્રકટ કરતી તે તેની પ્ર-નાની તરફ જવા લાગી. તેણે તેના લગભગ મુંડાવેલા માથા પર નેતરની થેલીની જેમ નમેલી તેની જૂની, તૂટેલી નેતરની ટોપીની ઢીલી ઇલેસ્ટીકને ચૂસીને ખેંચી. તેણે તેની વધારે પડતી મોટી અને થોડી બહાર આવતી બે આંખોને એવી રીતે ફેરવી કે પેલી વૃદ્ધ સ્ત્રીને તે જંતુ સાથે વળી વધારે સામ્ય ધરાવતી લાગી.

આંખો ફેરવીને રાકાએ રામલાલને તેની બૅગ લઈ વરંડાનાં પગથિયાં ચઢી ઘરમાં જતો જોયો; રામલાલ તેનાં મોટા માપનાં ટૅનિસ જોડાંને કારણે વારાફરતી પથ્થરના ટાઇલ્સ પર જોડાં ઘસડતો હતો અને કિચૂડ કિચૂડ અવાજ કરતો હતો. રાકાએ જરા વળીને પાતળી ડોકવાળી મરઘીને સફેદ ચીની માટીના તૂટેલા ટુકડાઓ પર, ભૂરા હાડ્રેન્જિયાની ઝાડી નીચે ચાંચ મારતી જોઈ.

પછી તેણે તેની સુકલકડી, નાજુક ડોક પરના નાના મુંડાવેલા માથાને ઊંચું કર્યું

અને જરદાળુનાં વૃક્ષો, વરંડો, 'કેરિગ્નાનો' વગેરે તરફ નજર ફેરવી. તે તેના કમભાગી, વધુ મોટા, આગળ આવતા કાન દ્વારા દેવદારુનાં વૃક્ષોમાં વહેતા પવનને અને સૂર્યપ્રકાશમાં સતત તીણો અવાજ કાઢતાં તમરાંને સાંભળી રહી અને જાણે આ પહેલાં ક્યારેય શાંતિ અનુભવી જ ન હોય એમ વિચારવા લાગી.

હવે વધુ લાંબા સમય માટે મિલનને મુલતવી રાખવાનું શક્ય નહોતું; બંને એકેક ડગલું એકબીજાની નજીક ગયાં અને ભેટ્યાં, કારણ કે તેમને થયું કે એમ કરવું જ જોઈએ. જાણે હાડકાં અથડાવાનો અવાજ થયો ! બન્નેને લાગ્યું કે સામેનું બીજું કેટલું હાડકાંવાળું, અણિયાળું અને પ્રતિકૂળ હતું. અને બન્ને ઝડપથી છૂટાં પડ્યાં.

'બેટા, તું કેટલી બધી માંદી થઈ ગઈ છે !' પાતળા ખભાના સીધા કઠણ ગોળાકાર ભાગ પર ક્ષણ માટે પોતાનો હાથ મૂકીને અનિચ્છાએ નંદા કૌલે આશ્ચર્ય પ્રગટ કર્યું. 'કેટલી માંદી ! એ માંદગીએ તને કેટલી દૂબળી કરી દીધી છે ?'

રાકાએ મૂંઝવણમાં તેના સ્લેક્સની ઇલેસ્ટીક ખેંચી અને એકાએક ઝાડ પરથી ઊડી જતાં હુડહુડ પંખીનાં ઉડ્ડયનને અનુસરી પોતાની આંખો ગોળગોળ ફેરવવા લાગી. તેણે કંઈક ગણગણી રહેલી પ્ર-નાનીને બીજા દેવદારુના વૃક્ષ જેવી અને તેની ગ્રે સાડીને ખડક જેવી લાગતી જોઈ – આ બધાં 'કેરિગ્નાનો' બગીચાની શુષ્કતા અને શૂન્યતાના અંશો હતા.

હજીય નંદા કૌલ માટે રાકા અનધિકારી આગંતુક હતી; પોતાને ચિંતિત કરવા કે ચીડવવા મેદાનોમાંથી ઊડીને આવેલા એક મચ્છર જેવી હતી. ઉષ્માના સ્પષ્ટ અભાવ સાથે તેણે નિઃસાસો નાંખ્યો, 'ભલે, અંદર આવ,' અને વરંડાના ટાઈલ્સ પર થઈ તે તેને પોતાના ખંડમાં દોરી ગઈ.

# 2

બપોરે એકલી પડતાં રાકા ખુલ્લા પગે ઓરડામાં આંટા મારવા લાગી. તે નવા, પિંજરામાં પુરાયેલા પશુની જેમ ફરવા લાગી અને જંગલી પશુઓ નવાંનવાં વશમાં લેવામાં આવે ત્યારે ચુપચાપ તપાસ કરી લેતાં પગલાં એક દીવાલથી બીજી દીવાલ પર ઘસી લેતાં હોય તેમ તે પણ કરવા લાગી. ક્યાંક તેણે લાકડાને થાબડ્યું, તો બીજે ક્યાંક પ્લાસ્ટરની પાળ પર હાથ પસરાવ્યો. તેણે ખૂણામાં જાળામાં રહેલા કરોળિયાને જોયો, અંધારી ઝાડીમાંથી આંખો પટપટાવતી ગરોળી જોઈ, તેણે અભરાઈ અને ખાનાંઓ પરની ધૂળનાં થર પર આંગળીઓ ઘસી, પોતાની જીભનાં ટેરવાને ઠંડું કરવા બારીના કાચને ચાટ્યો. પેટ પર પડી તે પથારીમાં આળોટી, માથું ખાટલાની ધારે લટકાવ્યું, પણ સૂર્યપ્રકાશ તેની આંખમાં આવ્યો, તેની પીળી અણી એમાં સરકી અને તેને આંખ બંધ કરવા દીધી નહીં.

એ પ્રકાશે તેને બારી તરફ બોલાવી, એક કિરણની લંબાઈ સુધી તેને ઘસડી અને પથારીની ધાર સુધી ખેંચી, જ્યાં તેણે તેનું માથું અગવડતાથી, સહેલાઈથી ગોઠવી દીધું.

બારીની નીચે તેણે પથરાઓનો ઢગલો, બહુ રસ નહોતો એવાં ફૂલો અને ગોકળગાયે ઉતારી દીધેલું કોચલું પડેલાં જોયાં, બીજું કશું નહીં.

પરંતુ થોડાંક ફૂટ આગળ તૂટેલા લાકડાના કઠેરા નીચે ટેકરાનો ઢોળાવ હતો અને એકદમ નીચે તરફ વિસ્તરેલા મેદાન સુધી ઢળતું લાલ પહાડમાં કોતરાયેલું કોતર હતું, એવું લાગતું હતું કે જાણે તડકામાં ભારે, ધૂળભરેલી ખાલવાળું કોઈ પીળું પ્રાણી હાંફી રહ્યું હતું. રાકાએ તે તરફ આંખો મટમટાવી. તે તેને જાણતી હતી – પેલા મેદાનને, પેલી ખાલને, પેલી પીળી ધૂળને.

બારસાખ પરથી એક પગ સરકાવી તે બહાર 'લિલી' ફૂલોની ક્યારીમાં ઊતરી અને કઠેરા પર નમીને નીચે સુધી જોવા ચુપચાપ ચાલી. તેને ખબર હતી કે તેની પ્રનાનીની બારીમાંથી આ જ દશ્ય દેખાતું હતું. પોતાના પગ નીચેના પથરા નહીં કચડવાની તેણે કાળજી રાખી. કઠેરા આગળ નીચે નમીને તેણે દશ્યને બારીકાઈથી જોયું, જેથી અસ્પષ્ટ દશ્યનાં ધાર, ખૂણા ઊઘડ્યાં અને તે બધું રસપ્રદ બન્યું.

કટાઈ ગયેલાં પતરાના ડબ્બાઓનો ખડકલો, ગંદા છાપાંઓના ઢગલા, છાલ-ચીંથરાં-હાડકાં – બધું ખાડાઓ, બાકોરાં અને તિરાડોમાં ઠસોઠસ ભરેલું હતું, કોઈકોઈ જગ્યાએ તે બહાર નીકળી આવ્યું હતું. બળીને કાળાં થયેલાં થડવાળાં અને વાંકીચૂંકી ડાળીઓવાળા દેવદારુનાં વૃક્ષો મંચ પર ભજવાતી હોય તેવી નાટ્યાત્મક ભંગિઓ-ભાવ ઉપસાવી રહ્યાં હતાં. ખડકો જાણે ગબડતાંગબડતાં વચ્ચે અટકી ગયા હતા, અને ક્યારેક ઊઠતા તો ક્યારેક પડતા નજરમાં આવી રહ્યા હતા. ક્યારેક ટીનનાં છાપરાં ચમકી ઊઠતાં હતાં.

દાંતાવાળી કોરની નીચે જોતાં રાકાએ જોયું કે તે બીજી પાછલી દીવાલો અને નોકરોના ક્વાર્ટર્સ, પતરાંના શેડ અને રસોઈઘરોની હારોહાર હતી. વળાંક આગળ આ બધું કદમાં વધતું ગયું, ઊંચું થતું ગયું અને ખૂબ મોટી કોંક્રીટની દીવાલોમાં ઊઠી આવ્યું હતું. તે ફેક્ટરી જેવું દેખાતું હતું, કારણ કે ચોખ્ખી દેખાતી ચીમનીઓ ધુમાડાનાં ગોટા અને વર્તુળો બહાર ફેંકી રહી હતી, અને બપોરના આકાશની દૂધિયા ભૂરાશ પર કાળી ઝાંય પાડતી હતી. પાછલી દીવાલમાંથી નીકળતાં નાળાં ફેક્ટરીના કચરાને ખાડીમાં ઠાલવી દેવા માટે બાંધવામાં આવેલાં લાગ્યાં, અને તેમની તરત જ નીચે નાનાં, બેઠાઘાટનાં મકાનો હતાં, જે મોટા રામવાંસના કાંટાવાળા, વાંકડા પાંદડાની વચ્ચે ઈંટોની ભઠ્ઠી જેવાં લાગતાં હતાં; દેવદારુ સિવાય એ બળેલાં કોતરમાં આ રામવાંસ જ એક માત્ર લીલી હરિયાળી હતી.

મુંઝાયેલી રાકાએ તેનું માથું હળવેથી ફેરવ્યું. તેના પિતા અને દાદીમાએ હિમાલય પર્વત પરના હિલ-સ્ટેશનનાં સૌન્દર્ય અને આનંદની તેની સમક્ષ ખૂબ પ્રશંસા કરી હતી, પણ તેઓએ તેને કારખાનાઓ વિશે કશું જ કહ્યું નહોતું. અહીં તો એટલું જંગી કારખાનું હતું કે તેમની એ વિશેની અજ્ઞાનતાથી રાકાને આશ્ચર્ય થયું. તેને મન તો આ પરિપ્રેક્ષ્યમાં એ કારખાનાનું જ આધિપત્ય જણાયું – એક પટારા જેવા, ઈંટોના બનેલા અને સળગી રહેલા ચોરસ દૈત્ય જેવું લાગ્યું.

ગરોળીની જેમ કઠેરાને તે વળગી અને સરકતીસરકતી રસોડાના બહારના ભાગમાં આવી; ત્યાં રામલાલ છે કે નહીં તે જોવા તેણે અંદર ડોકિયું કર્યું, હોય તો તે તેને આ વિષયની માહિતી આપી શકે. પરંતુ રસોડું ખાલી હતું; તે એક કાળી, આગથી સળગતી ગુફા જેવું દેખાતું હતું, અને એમાં એક સળગતી આંખ ચમકતી હતી અને પોતાની મેળે જ જલતી હતી. કોઈની જાણ બહાર એક સફેદ મરઘી રસોડામાં ઘૂસી ગઈ હતી, તેણે રાકાના સફેદ પોશાકનો સરસર્ અવાજ સાંભળ્યો, મોટેથી અવાજ કર્યો અને પછી તેની પાસેથી ઝડપથી પસાર થઈ ગઈ. રાકા અચંબો પામીને એક ડગલું બાજુએ ખસી ગઈ.

રસોડાની બાજુનો ઓરડો વધારે નાનો હતો પણ તે તેની ધુમાડાવાળી દીવાલો પર ચોંટાડેલાં વિધવિધ સામયિકો અને કેલેન્ડરનાં ચિત્રોને કારણે ચકચકતો હતો; રામલાલ ત્યાં સૂંથળીના ખાટલા પર પડેલો હતો, એના હાથ-પગ ખાટલાના ચારે ખૂણામાં પડેલા

હતા. એની ટોપી એના નાક પર હતી અને તે ઊંઘમાં થતા ફૂફાડા અને નસકોરાં બોલવાના કારણે ઉપરનીચે થતી, ઊંચી જતી અને નીચે પડતી હતી.

તેને ત્યાં મૂકી રાકા રસોડાની દીવાલથી જરા ખસી અને રસોડા આગળથી ઊંચે ચઢતા ટેકરા પર ચઢવા લાગી. તે ઝીણાં ઘાસને મુઠ્ઠીમાં પકડી અને ટેકરાના બહાર નીકળેલા પથ્થરોને પકડી છેક ટોચ પર પહોંચી; અહીં પથ્થરોની વચ્ચે દેવદારુનાં વૃક્ષો ગોળાકારમાં ઊગેલાં હતાં. અહીં પવનની ઠંડી, સુક્કી, રાખની વાસવાળી લહેરો વહેવા માંડી.

રાકા ઝાડની ખરબચડી છાલ પર ઢળી; છાલ બળેલા ટૉસ્ટનાં જાડા અને શેકાઈ ગયેલા ટુકડા જેવી હતી; રાકાએ તેના ખભાને ઘસીને છાલની ખરબચડી સપાટીને અનુભવી. તેની નીચે, ટેકરાની બીજી બાજુએ, એક મોટા બેઠાઘાટનાં મકાનનું લીલું છાપરું દેખાયું; મકાનના વરંડામાં છાબડીઓમાં ચમકતાં જીરેનિયમનાં ફૂલો હતાં; બારીઓના સફેદ મલમલના પડદા પવનને કારણે વારાફરતી જાણે શ્વાસ લેતા અને શ્વાસ છોડતા હતા; એક વિશાળ દેવદારુના વૃક્ષની છાયામાં આ મકાન હતું, અને સડકની પેલી બાજુ તાજા વાળેલા અને સીમાઓ આંકેલા ટૅનિસ કોર્ટ હતા, પણ તે તદ્દન ખાલી, પણ કોઈ અપેક્ષામાં હતા. તેની દાદીએ જેને વિશે કહ્યું હતું તે ક્લબ જ હોવી જોઈએ, પણ તે અત્યારે ત્યજાયેલી અને સ્તબ્ધ  હતી. એમ લાગતું હતું કે આખું કસૌલી ઊંઘતું હતું, માત્ર તમરાંનું અવિરત આવન-જાવન અને અવાજ આવી રહ્યો હતો. આકાશમાં મોટીમોટી સમડીઓ આરામથી ચૂપચાપ હવામાં ચક્કરો મારી રહી હતી અને શિકારને શોધી રહી હતી.

રાકા તેના કૂલાઓ પર લસરતીલસરતી નીચે ગઈ, પછી એક ઝાડ તળિયેના સપાટ પથ્થર પર પોતે ઊતરી ગઈ. થડ સાથે તેની પીઠ ટેકવીને તેણે વૃક્ષોના ગાઢ પડછાયામાં રહેલા સનાવરનું પર્યેક્ષણ કર્યું, અને દાગશાઈ, સબાથુ તથા સોનેરી ટેકરીઓની ટોચ પર ચમકતા થોડા પથ્થરોને પણ ઝીણવટથી જોયાં. નજીકમાં જ એક તમરાએ તેના કર્કશ અવાજથી શાંતિમાં ભંગ પાડ્યો; રાકાએ તેની શોધમાં પથ્થરો ઊંચકી ઊંચકીને બાકીની મોડી બપોર પસાર કરી.

# 3

છેવટે તેણે રસોડામાંથી રામલાલનો ચા બનાવતી વખતનો ખડખડ અવાજ સાંભળ્યો; હળવો ખણખણાટ કરતો અવાજ સ્પષ્ટપણે કહી જતો હતો કે ચાનો સમય હતો, ભોજનનો નહીં; તે તરત જ ટેકરા પરથી નીચે લસરી અને કારખાના વિશે રામલાલને પ્રશ્ન પૂછવા ગઈ.

જૂનાં અખરોટનાં લાકડાંમાંથી બનાવેલી ટ્રેમાં ચાના કપ ગોઠવતાં, દેવતાને જલતો કરવા ફૂંક મારતા અને ધુમાડાના ગોટાને રસોડાનાં મસોતાંથી હડસેલતા, વચ્ચેવચ્ચે રામલાલે તેને કહ્યું :

'તે તો પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટ છે. ત્યાં ડૉક્ટરો ઇન્જેક્શનો માટે રસી બનાવે છે. જ્યારે કોઈ માણસને હડકાયો કૂતરો કરડે છે ત્યારે તેને પેટમાં ચૌદ ઇન્જેક્શનો અપાવવા ત્યાં લઈ જવામાં આવે છે. મારે પણ લેવાં પડ્યાં છે. એકવાર તો આખા ગામને ભેગું કરીને અહીં લાવવામાં આવ્યું હતું – એક કૂતરું હડકાયું થયું હતું અને ગામમાં એકેએકને કરડ્યું હતું. કૂતરાને તો મારી જ નાખવું પડે તેમ હતું. તેનું માથું કાપી નાંખવામાં આવ્યું અને ઇન્સ્ટિટ્યૂટમાં મોકલી આપ્યું. ડૉક્ટરોએ તેને કાપીને ઉઘાડું કર્યું અને એની બરાબર તપાસ કરી. તેમની પાસે સસલાં અને ડુક્કરો પણ છે અને બીજાં ઘણાં પ્રાણીઓ છે. તેઓ પરીક્ષણ માટે તેમનો ઉપયોગ કરે છે.' તે મોટી કાળી કીટલીમાંથી ચાના પૉટમાં ઊકળતું પાણી રેડવા માટે થંભ્યો. રાકા તેની આંગળીઓ પર ટેબલની ધારે લટકીને કીટલીમાંથી નીકળતી વરાળને જોઈ રહી.

'ત્યાં શા માટે આટલો બધો ધુમાડો છે ?' તેણે જરા નરમ અવાજે પૂછ્યું.

'ઓહ, તે લોકો ત્યાં દરરોજ સીરમને ઉકાળે છે – ઊકળ્યા જ કરે છે. તેઓ આખા દેશ માટે સીરમ બનાવે છે !

ચાની ટ્રેને હાથની હથેળી પર સંતુલિત કરીને બહાર જતાં જતાં તે કઠેરા આગળ ઊભો રહ્યો અને ઇન્સ્ટિટ્યૂટની કોંક્રીટની દીવાલોની દિશામાં માથું હલાવી સૂચન કર્યું – રાકાને આ દીવાલોનાં કઢંગીપણાએ અને ભયાનક દેખાવે ચિંતિત કરી દીધી હતી. 'પેલાં પાટિયાં દેખાય છે ? એના પરથી મરેલાં પ્રાણીઓનાં હાડકાં અને રાખ નીચે ખાડામાં ઠલવાય છે. તે ખરાબ જગ્યા છે. ત્યાં જતી નહીં !'

'કેમ ?'

'રાત્રે શિયાળો હાડકાં ચાવવા ત્યાં આવે છે. પછી તેઓ ગાંડા જેવા થઈ જાય છે અને ગામનાં કૂતરાંને કરડે છે. હડકાયાં થયેલાં કૂતરાં અહીંતહીં રખડે છે અને લોકોને કરડે છે. ત્યાંથી દૂર રહેજે, હોં ! ખાસ કરીને રાત્રે. રાત્રે તું શિયાળોનું રડવાનું સાંભળે છે ને ! અને લોકોએ તો ભૂત જોયાં છે.' તેણે તેનો અવાજ ધીમો કર્યો. 'જે લોકો કૂતરાં કરડવાથી અને સાપના ડંખથી મૃત્યુ પામ્યાં છે તેમનાં ભૂત ટેકરીઓની આસપાસ ભમ્યા કરે છે. એ સલામતીભર્યું નથી, સાંભળે છે ને ?'

રાકાએ તેના બે ફિક્કા હોઠ ભેગા કરી દબાવ્યા અને માથું હલાવ્યું. રામલાલે વરંડામાં જઈ ટ્રે મૂકી ત્યાં સુધી રાકા તેની પાછળ ગઈ અને પછી ત્યાં અક્કડ થઈને ચુપચાપ બેઠી; તેની નાનીએ છાંટો ચામાં કપ ભરીને દૂધ રેડી આપ્યું.

જ્યારે નંદા કૌલે તેના હાથમાં કપ આપ્યો, ત્યારે નંદા કૌલની આંખો ઝીણી થઈ અને પછી કહ્યું, 'બેટા, તું કેટલી બધી દૂબળી થઈ ગઈ છે ! તું જરાયે આરામ જ નથી કરતી ?'

રાકાએ ડોકું હલાવ્યું અને દૂધનો કપ મોં સુધી ઊંચે લઈ ગઈ. તેની પ્ર-નાનીએ આ હલનચલનનો અર્થ તેની મરજી પ્રમાણે કરવાનો રહ્યો.

તેમણે તેમના કપ ખાલી કર્યા, પછી નંદા કૌલે મનોમન વિચાર્યું, 'હવે તું શું કરીશ, રાકા ?' તેણે જોયું હતું કે તેની પાસેના નાના સ્ટૂલ પર બેઠેલી રાકા ચુપચાપ વિચલિત થઈ રહી હતી – જાણે કે તે એક હજાર કાળા મચ્છરોનો બનેલો નિઃસ્તબ્ધ ગોળો ન હોય ! તેને સમજાયું નહીં કે પોતે પોતાની અંદરના ભયંકર ખળભળાટને અંદર સમાવી દેવો કે તેને બહાર પ્રકટ કરવો.

તેણે તો એ ખળભળાટને પ્રકટ નહીં કરવાનું પસંદ કર્યું. તે રાકાના વિશ્વમાં ફરીથી ખેંચાવા માગતી નહોતી – તે વિશ્વ સાચું હોય કે કાલ્પનિક, પણ તે છેતરનારું જ હોવાનું હતું. પોતાની નિયતિના ભાર હેઠળ નિઃસાસો નાખતી તેણે ગરમ કાળી ચાનો બીજો કપ રેડ્યો અને ગણગણી, 'કેટલી બધી ગરમી થઈ ગઈ છે ? ખૂબ ગરમ. તને લાગે છે કે તું થોડું ફરવા માટે જઈશ, કે પછી ખૂબ ગરમી છે ?' તેને પોતાની જાતને અંદર સમાવવી હોય કે પ્રકટ કરવી હોય – તેને જે સૌથી સારું લાગશે તેમ તે કરશે, નંદા કૌલે ચાના કડવા ઘૂંટ ઉતારતાં વિચાર્યું.

# 4

નંદા કૌલ એ શોધી શકી નહીં કે રાકા તેની પોતાની સાથે શું કરતી હતી. તે એટલું શોધી શકી કે આ છોકરી પાસે એકાએક ચુપકીદીથી અદશ્ય થઈ જવાની લાક્ષણિકતા હતી. ક્યારેક તો તે એટલું બધું અદશ્ય રહેતી કે કલાકો સુધી પાછી જ ના ફરતી.

ક્યારેક તે તેને પથરાળ ટેકરી પર ચઢતી નજરે પડતી; તો ક્યારેક ઘાસનાં તણખલાં કે સ્પેનિશ છોડવાના ઝાંખરાં પકડતી ઉપર ચઢતી દેખાતી. તેનો સફેદ ચડ્ડીવાળો નાનો નીચેનો ભાગ મથામણ કરી રહેલા તેના પગની ઉપર દેખાતો. અથવા ક્યારેક નીચે શેરીમાં આરામથી ફર્યા કરતી, કાંટાવાળા છોડ પરથી બેરીનાં ફળ તોડવા ઊભી રહેતી અથવા પાંદડાં નીચે રહેલાં જંતુની તપાસ કરવા રોકાતી. પછી મોટા પથ્થર પર ચક્કર લેતી અથવા નાના ટેકરા પરથી નીચે લસરતી અને અદશ્ય થઈ જતી.

તે તેના કથ્થઈ રંગના પગ પર ઉઝરડા સાથે પાછી ફરતી; ક્યારેક ઢીંચણ છોલાઈ ગયેલા હોય અથવા કૌવચના ડંખથી આંગળીઓ ચૂસતી આવતી હોય; તેના વાળ ધૂળના થર નીચે કથ્થઈ રંગના થયા હોય; તેની આંખો ખૂબ સ્થિર અને વિચારભરી હોય – જાણે કે તેણે દૂરના અજાણ્યા દેશોની મુલાકાત લીધી હોય અને ત્યાંની ચમત્કારભરી અસંભવિત વસ્તુઓ જોઈ હોય, જે બધું હજીય તેનાં મન પર છવાઈ ગયેલું ન હોય !

તેને કોઈ પ્રશ્ન પૂછવો તે નંદા કૌલની જીવનનીતિની વિરુદ્ધની વાત હતી, પણ તે એ વાતથી ખૂબ ખિજાતી કે તેણે ફરી એકવાર એવી સ્થિતિમાં ખેંચાવું પડશે જ્યાં તેને માટે બીજાની પ્રવૃત્તિઓમાં રસ લેવાનું જરૂરી બનવાનું અને તેની અસર કે પરિણામ માટે જવાબદાર રહેવાનું.

તેનું બધું ક્યારે પૂરું થશે ?

તેણે એકદમ સ્પષ્ટ અને ચોખ્ખી ભાષામાં, લીલી શાહી અને સફેદ મોટા કાગળો પર આશાને કાગળ લખ્યો; તેણે તેમાં ટૂંકમાં રાકાના સુરક્ષિત આગમન વિશે જણાવ્યું હતું, પણ પોતાનો ગુસ્સો અને નારાજગી તેમાં પ્રકટ થઈ જાય એવું કશું નહીં લખવાનું પસંદ કર્યું.

જ્યારે તેણે કાગળો વાળ્યા અને તે બધા એક મોટા પરબીડિયામાં નાંખ્યા, ત્યારે

તેણે તેના બે હોઠ બીડ્યા અને રાકાને એ સ્પષ્ટ કરી દેવાનું નક્કી કર્યું કે – રાકા સમજદાર હતી તે વિશે પોતે સ્પષ્ટ હતી – તે નંદા કૌલના જીવનનો ભાગ નહોતી. તેને તેનું પોતાનું સ્થાન હતું અને તેણે તેટલામાં રહેવાનું હતું.

જ્યારે નંદા કૌલે તેને અંધારામાંથી નિ:શબ્દ આગિયાની જેમ બહાર આવતી જોઈ અને કૌવચના ડંખથી લાલ સૂજેલા હાથની દરકાર કરતી ધીરેથી રસ્તો કાપતી જોઈ ત્યારે તેણે પોતાનું માથું જરા ફેરવ્યું અને રામલાલને બોલાવ્યો, 'બાળકીને માટેનું નહાવાનું પાણી ગરમ છે ?' અને રાકા તેની પાસેથી પસાર થઈ પોતાના સ્નાન માટેના રસ્તે જતી.

આમ તેઓ બન્નેએ સાથે રહે એવી પ્રકારની રીતો શોધી કાઢી હતી અને દરેકને લાગતું કે બીજાથી આઘા રહેવામાં પોતે સારો પ્રયત્ન કરતી હતી, પણ અસ્તિત્વ હોવું અને છતાં અસ્તિત્વ નથી એવો દેખાવ કરવો તે એટલું સહેલું નહોતું. એમ બન્નેને થયું તો હતું જ.

નંદા કૌલને બાળકીની લાંબી ગેરહાજરી એટલી જ હેરાનગતિ પહોંચાડનારી નીવડી જેટલી તેની હાજરી વ્યાકુળ કરનારી હતી. ક્યારેક તે બેચેનીભરી સ્થિતિમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં અથવા બગીચાના એક છેડેથી બીજા છેડા સુધી ચાલ્યા કરતી, કોઈ શોધમાં નહીં – બીજાને શોધી કાઢવું તે તેની પ્રકૃતિમાં નહોતું – પણ તે બાળકીનું આવવું અને અદશ્ય થવું એટલા તો અશાંતિદાયક હતાં !

તે કોઈ જાદુગરથી મોહિત કરાયેલા સસલા જેવી હતી – અનિચ્છાએ જાદુઈ ટોપીમાંથી ખેંચાઈ, નંદા કૌલ પાસેથી ઝડપથી ઝબકારાની જેમ પસાર થઈ, થેલો ભરેલી કરામતોના અંધકારમાં લુપ્ત થતી.

નંદા કૌલને મન જાદુ કરતાં વધારે ત્રાસદાયક કશું નહોતું.

તેના અસ્તિત્વની શાંતિ આ બાળકીના રઝળપાટ વિશેની ધારણાઓથી શા માટે તંગ બની જવી જોઈએ ? તેથી, જ્યારે રાકા પાછી ફરતી – ગમે તે સમયે, ઉઝરડાવાળા પગ સાથે અને રાસબરીના રસથી ડાઘવાળા થયેલા તેના ડ્રેસનાં ખિસ્સા સાથે – ત્યારે નંદા કૌલ તેના તરફ એવી નજર નાખતી જે આવકાર કરતાં વધારે તો અવગણનાભરી રહેતી.

પણ રાકા તેની ઉપેક્ષા કરતી. તે એવી શાંતિથી તેની ઉપેક્ષા કરતી, એવી પૂરેપૂરી ઉપેક્ષા કરતી કે નંદા કૌલનો શ્વાસ અદ્ધર થઈ જતો. હવે તે બાળકી તરફ ભયભરી નજર નાખતી અને વિચારતી કે તેના પોતાની બાળકી પ્રત્યેનાં આયોજિત અને ઇચ્છાપૂર્વકના અસ્વીકારની સરખામણીમાં તેની (બાળકીની) આ પૂરેપૂરી અવગણના કેટલી તો સહજ, અનાયાસ અને કુદરતી હતી.

તેણે પોતાની મુઠ્ઠીમાં દેવદારુનાં ફળને તપાસવા માથું નીચું નમાવેલી રાકાને જોઈ; તેનાં પોપચાં બે જાંબુડી શંખની માફક નીચે ઢળેલાં હતાં અને તેના ટૂંકા વાળ તેના માથાની ખાલ પર ધૂળવાળી ટોપીની માફક રહેતા હતા; તેને જોઈ નંદા કૌલને થયું

કે પોતે જેનો સાહસભર્યો ભૂલભરેલો પ્રયોગ માત્ર હતી તેની તે સર્વાંગ સંપૂર્ણ પ્રતિકૃતિ હતી.

આથી તેના નાકનાં પોયણાં ફૂલ્યાં અને આંગળીઓ ખેંચાઈ, પણ તેણે કબૂલ કરવું જ પડ્યું કે રાકા પોતે જેમને ઓળખતી તે બધાં બીજાં બાળકો જેવી નહોતી, પોતાનાં જ બાળકો કે પૌત્ર-પૌત્રીઓમાંના કોઈના જેવી પણ નહોતી. રાકા બધાંથી અલગ તરંગી લાગી, એ અર્થમાં કે તે ક્યારેય કશી માગણી કરતી નહોતી. તેને જાણે કશી જરૂર હોય એવું લાગતું નહોતું. પહાડીઓ પરની રેતીવાળી માટીમાંથી અને દેવદારુની સળીઓમાંથી દર ખોડી કાઢતાં કોઈ જીવડા જેવી, તેની પોતાની પ્ર-નાનીની જેમ રાકાને માત્ર એક જ વસ્તુની ઝંખના હતી – એકલા રહેવું અને કસૌલીની પહાડીઓ તેમજ દેવદારુનાં વૃક્ષોમાં પોતાનું રહસ્યભર્યું ગોપિત જીવન જીવ્યા કરવું.

જો નંદા કૌલ કર્તવ્યભર્યા ભારવાળા દીર્ઘ જીવન પ્રત્યેના વિદ્રોહમાંથી એકાંતપ્રિય બની હતી, તો તેની પ્ર-પૌત્રી સ્વભાવથી, સાહજિક વૃત્તિથી જ એકાંતપ્રિય હતી. તે ઉપેક્ષા અને સમર્પણના લાંબા માર્ગે થઈ આ સ્થિતિને પહોંચી નહોતી; તે તો કેવળ એને માટે જ જન્મી હતી.

ઘરની પાછળના કઠેરા આગળ ઊભા રહી અને ખાડીની ભઠ્ઠીઓ, વાંસ અને કચરામાંથી કાળજીપૂર્વક ઢોળાવની નીચે ઊતરતી રાકાને જોઈ, નંદા કૌલે તેની તમન્ના અને વ્યગ્રતા પ્રત્યે પ્રશંસાની લાગણી અનુભવી.

# 5

રાકા પેલા ખાડામાં વધારે ને વધારે નીચે ઊતરતી ગઈ. તે જેમજેમ નીચે ઊતરતી ગઈ તેમતેમ વધારે ગરમી થઈ ગઈ. લાલ ધૂળ તેના અંગૂઠા પર ચોંટી જતી અને તેનાં સેન્ડલ્સ પર ધૂળનું સ્તર છવાઈ જતું. તેનાં હાથ અને ઘૂંટણની નીચેના ભાગમાંથી પરસેવાના રેલાઓ જ વહેવા લાગ્યા. નીચેના મેદાને તેનું પીળું મોં જાણે પહોળું કરીને ઉઘાડ્યું અને એની ભઠ્ઠી જેવી ગરમ હવા પહાડો તરફ ચઢી અને રાકાને ઘેરી લીધી.

પરંતુ તેણે નીચેના મોટા તપેલા મેદાનને અવગણ્યું. તેની આંખ તો વાંસના કેન્દ્રમાં હતી, જેનું કેન્દ્રવર્તી ખંજર વાંકડા કાંટાઓથી રક્ષાયેલું હતું, તેની નજર તો કાળાં થયેલાં દેવદારુના થડ પર અને ખડકોની લકવાગ્રસ્ત સ્થિતિ પર મંડાયેલી હતી.

કોતરની ગડીઓએ કચરો સંગ્રહેલો હતો, તેમજ ધીમેધીમે એ કચરાને તે ખાઈ જતું, અને પચાવી જતું – આવા કોતરમાં રાકાને રસ પડ્યો હતો. ત્યાં લોહીના ધબ્બા હતા, ત્યાં કાગળમાંથી ફૂટતાં પીળા ડાઘ હતા, ત્યાં હાડકાં અને હાડકાંના ચૂરા હતા. ટ્યુલિપ હેમના અને કિસાન જામના કેટલાયે ડબ્બાઓ પડેલા હતા. તૂટી ગયેલા ચીની માટીનાં વાસણો, બળી ગયેલી કીટલીઓ, રબ્બરનાં ટાયરો અને વળી ગયેલાં પૈડાં હતાં.

એકવાર તે મોટા, જાડા પીળા સાપની સામે આવી ગઈ. સાપ પોતાનું કૂંડાળું કરીને ખડકની ટોચ પરની સપાટ જગા પર પડ્યોપડ્યો સૂર્યના તાપમાં તપી રહ્યો હતો. તે તેને લાંબા સમય સુધી જોઈ રહી, તેના અંગૂઠા સરકતી લાલ ધરતીને ખોદતા હતા, હજુય તેના હાથમાં નેતરની લાંબી લાકડી હતી, જે તેણે હલાવ્યા વિના પકડી રાખી હતી. તેણે સાપની પૂંછડીઓનાં ટોપચાં ખડકની તિરાડોમાં જોયાં હતાં; અંધારી ગુફાઓમાંથી ઝીણી આંખો તેને જોતી તે તેણે જોયું હતું; તેણે તેની કાંચળીનો જમીન પર સરકવાનો અવાજ સાંભળ્યો હતો, પણ તેણે પહેલાં ક્યારેય સાપને એ આખા પ્રાણીના રૂપમાં જોયો નહોતો. અત્યારે તેની સામે તેનો દરેક ભાગ હતો, આખો સાપ પથ્થર પર પડેલો હતો – એક ઢીલાઢીલા કોથળાની જેમ.

સાપને તડકામાં તપતો મૂકી તે શાંતિથી નીચેની તરફ સરકવા લાગી, અને હવે પરસેવો તેના ચહેરામાંથી પણ વહેવા લાગ્યો, જાણે ફુવારાની જેમ તેના વાળનાં મૂળિયાંની

વચ્ચેથી સરવા લાગ્યો.

એણે ઉપરની પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટની તલવાર જેવી ચીમનીઓ તરફ જોવા માટે તેની આંખો પર હાથ વડે છાયા કરી. ચીમનીઓ સફેદ આકાશને ભેદતી કાળા ધુવાડાની ચાબુક વડે પ્રહાર કરી રહી હતી. રાકાએ શ્વાસ લીધો તો તેને હવામાંથી રાખોડી, ઊકળતું સીરમ, ક્લૉરોફૉર્મ અને સ્પિરિટની વાસ આવી; એને સફેદ પોશાકમાં સજ્જ ડૉક્ટરોની દેખભાળ હેઠળ પીપડામાં ઊકળતા કૂતરાંઓનાં મગજની, ડુક્કરોનાં માંસની ગૂંછળાવાળેલા સાપો સાથે પિંજરામાં પૂરેલા અને ભયભીત બનેલાં સસલાંઓની વાસ આવી.

તેણે તેના સુક્કા હોઠ ચૂસ્યા, ત્યારે પરસેવાની ખારી પતરીનો સ્વાદ આવ્યો. તેણે તેની આંખો નીચે ઢાળી અને મેદાનો તરફ નીચે નજર નમાવી. મેદાનો ધૂળમાં એવાં તો અટવાયેલાં હતાં કે તે નગરો, નદીઓ કે રસ્તાઓને જુદા કરીને ઓળખી શકી નહીં. માત્ર ચંદીગઢનું તળાવ ઝાંખુંઝાંખું ચળકતું નજરે પડ્યું – ધાતું જેવું, સાપની આંખની માફક જોતું, નજરે ચઢ્યું. ધૂળની ડમરીઓ મેદાનોમાં દોડતી ફરી વળી, અને પીળાં વાદળોને પહાડીઓ પર ઊંચે ને ઊંચે ચઢાવતી ગઈ.

રાકાએ ટેકરીની ઉપર તરફની ચઢાઈ શરૂ કરી. માટી અને કપચીની વચ્ચેથી તોફાની ઝડપે તે ચાલતી ગઈ; કાંકરાના નાના ઢગલા નીચે ધસ્યા અને ખાલી ડબ્બાઓનો મોટો ખખડતો અવાજ થયો. આને કારણે તેણે તમરાંઓને ખલેલ પહોંચાડી અને તમરાંઓએ ભયથી તીણી ચીસો પાડી સ્ટેજની પાછળથી જેમ સમૂહગાન થતું હોય તેમ તમરાં કંઈક અઘરી ભાષામાં ગાવા લાગ્યાં, જે ભાષાને રાકાએ પહેલાં પોતે જેમાંથી પસાર થઈ હતી તે જીનીવા કે ન્યુયૉર્ક કે બહુભાષી દુનિયામાં બીજે ક્યાંયે સાંભળી નહોતી. તે સંસ્કૃત હશે ? તે ગ્રીક હશે ? તે ગૂંચવણભરી, અનવરત અને તીણી હતી, અને રાકાએ તેનું માથું વારંવાર હલાવ્યું, જેથી પેલા ગણગણાટને તે તેના મગજમાંથી કાઢી દઈ શકે; પ્રકાશ અને ધૂળને લીધે તેણે તેની આંખો અર્ધી બીડી દીધી; તેની જાંઘમાં ધારદાર વાંસના પાંદડાંથી કાપો પડ્યો. લોહીનાં કેટલાંક બિંદુઓ ઘાની સફેદ પટ્ટીમાંથી બહાર નીકળવા લાગ્યાં, તેને ચાટવા તે બેવડી વળી અને પછી ઢોળાવની ધારે જોરથી ઘસડાઈ.

ગણતરીમાં થોડી ભૂલ થવાથી તે 'કેરિગ્નાનો' ગાર્ડનમાં ન આવી, પણ કસૌલી ક્લબના પાછલા ભાગમાં ઊતરી. તે થોભી, આવી નિરાશાજનક ભૂલથી જરા હલી ઊઠી; પછી તેણે જોયું કે લીલા છાપરાવાળા મકાનની બધી બારીઓ અને બારણાં બંધ હતાં, અને ત્યાં કોઈ નહોતું. તે રસોડાની ધારે ધારે અને આસપાસ ફરી આવી; આંખના ખૂણાઓથી ત્યાં પડેલી ખૂબ મોટી કાળી ભઠ્ઠીને, તેનાં લાકડાનાં ટેબલોના વિસ્તારને, ભીની ચીની માટીનાં અને ઝાંખાં ચાંદીનાં વાસણોનાં કબાટોને એ વખતે

નિર્જીવ હાલતમાં પડેલાં તેણે જોયાં. તેણે માથું નમાવીને સુગંધિત પુષ્પોવાળી પૉર્ચને પસાર કરી, જ્યાં સાલ્વિયા અને હાઈડ્રૅંજિયાની ક્યારીઓ પાણી વિના કરમાયેલી હતી; તેણે બગીચાને પણ દોડતાં દોડતાં પસાર કર્યો, અને પછી 'કેરિગ્નાનો' તરફ જતા રસ્તા પર ઝડપથી આવી ગઈ.

# 6

રામલાલે 'હમામ'ની નીચે લાકડાની પટ્ટીઓ નાંખીને સળગાવી અને તેના ગોળ પિત્તળના હાંડાને રાકાને નહાવા માટે પાણીથી ભરી દીધો. તે સળગાવી દીધા પછી, તેની પાસે રામલાલ રસોડાની બહાર સપાટ પથ્થર પર બેઠો, અને બીડી પીવા લાગ્યો.

તે વખતે રાકા ટેકરા પરથી નીચે લસરીને લગભગ એની ઉપર આવી પડી – જાણે માળામાંથી પડેલું એક પંખી, જાણે ઝાડ પરથી પડેલો એક માળો. તેના વાળ પર ઘાસ ચોંટેલું હતું અને તેનાં સેન્ડલ્સમાં કાંટા પેસી ગયેલા હતા. તેને સાહસો દરમિયાન વાગ્યું હતું અને આંગળી ચૂસતીચૂસતી રાકા 'હમામ'ની બાજુએ બેસી ગઈ, અને સ્ટીમબોટમાંથી આવતા અવાજની માફક ગરમ થઈ રહેલા પાણીના અવાજને સાંભળવા લાગી. જ્યારે પાણી બરાબર ગરમ થશે, ત્યારે રામલાલ બાજુમાં લગાડેલી ચકલી ફેરવી, પિત્તળની કૂંડી ભરી અને રાકાની બાથરૂમમાં લઈ જશે. ધૂળ અને કચરો સાબુમાં ઘોળાઈને લીલી નળી વાટે લીલી ફૂલની ક્યારીઓમાં વહેવા લાગશે. પણ ત્યાં સુધી તે બન્ને સાથે બેસશે.

'મેં એક સાપ જોયો, રામલાલ', તેણે તેને કહ્યું.

તેણે પોતાના મોંમાંથી બીડી બહાર કાઢી. 'અહીં ?'

'ના, નીચે ખાડીમાં,' રાકાએ નારંગી રંગની ઝાંયમાં ભળી જતાં ઢોળાવને નિર્દેશીને કહ્યું, સૂર્ય મેદાનો પરનાં ધૂળનાં વાદળોમાં થઈ પશ્ચિમ તરફ ઢળી રહ્યો હતો.

'સાપ હતો ?'

'તે મોટો હતો – આટલો મોટો,' રાકાએ તેને પોતાનો હાથ લંબાવીને બતાવતાં કહ્યું. 'અને પીળા રંગનો; તે સૂઈ રહ્યો હતો.'

'પીળા રંગનો હતો ? આટલો મોટો ? ઓ,' રામલાલે તેની બીડી તેના હોઠની વચ્ચે ગોઠવીને કહ્યું, 'તે ધામણ' સાપ હતો. ઉંદરોનો સાપ. એ તો આસપાસમાં હોય તો સારું.'

'ખરેખર તો તે ઘણો નીચે હતો.'

'તું એટલે દૂર ના જતી,' રામલાલે કડકાઈથી કહ્યું. 'મેં તને ત્યાં જવાની ના કહી હતી – તે સારું નથી.'

'મારે શિયાળ જોવું હતું. મેં ક્યારેય શિયાળ જોયું નથી. હું રાત્રે તેમનો અવાજ સાંભળું છું.

'તને શા માટે શિયાળ જોવાની ઇચ્છા છે? મેં તને નથી કહ્યું કે તે હડકાયાં છે? જો તે તને કરડશે, તો તારે પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટમાં જવું પડશે અને પેટમાં ચૌદ ઇંજેક્શન લેવાં પડશે. મેં એકવાર લીધાં છે.'

'શિયાળ કરડે ખરું?'

'જરૂર. શિયાળ સાપ જેટલું જ ભયાનક હોય છે. પેલી જગ્યા, ત્યાં...' તેણે ધૂળમાં હાથ હલાવ્યો, જ્યાં દેવદારૂની આકૃતિઓ હવે ભાગ્યે જ દશ્યમાન હતી, 'એ જગ્યા બહુ ખરાબ છે, જોખમભરી છે. તું કેમ ક્લબમાં નથી જતી, અને ત્યાં બાળકો સાથે નથી રમતી?'

'હું ગઈ હતી. પણ ત્યાં તો કોઈ બાળકો નહોતાં – એક પણ નહીં.'

'તારે સાંજે જવું જોઈએ, યોગ્ય સમયે,' તેણે ભારપૂર્વક કહ્યું અને એકાએક વધારે ધનવાનોને ત્યાં, વધારે સારા ઘરમાં તેણે કરેલી નોકરીના એ સારા દિવસો યાદ આવ્યા. 'તારે એક આયા રાખવી જોઈએ. તે તને સારી રીતે નવડાવે, ચાર વાગે સ્વચ્છ કપડાં પહેરાવે, અને તને ક્લબમાં લઈ જાય. તને ત્યાં સારાં છોકરાંઓ મળશે. તેઓ સાંજે તેમની આયાઓ સાથે આવે છે. તે બધાં હીંચકા ખાય છે અને રમે છે, જ્યારે તેમનાં માતા-પિતા બ્રિજ અને ટેનિસ રમે છે. પછી તેઓ બાગમાં લૅમનેડ અને વિમ્ટો પીએ છે. એવું તારે કરવું જોઈએ,' તેણે તેને આગ્રહપૂર્વક કહ્યું.

રામલાલ હિલ-સ્ટેશનના ક્લબજીવનના આવા તેજસ્વી ચિત્રને જીવંત કરતો હતો ત્યારે રાકા તે કુતૂહલ કરતાં વધારે નમ્રતાથી સાંભળી રહી હતી. તેણે આ પ્રકારના જીવનને દિલ્હી, મનીલા, મેડ્રિડ વગેરે સ્થળોએ બહારથી જોયું હતું, પણ તેણે ક્યારેય અંદર પ્રવેશવાનો પ્રયાસ કર્યો નહોતો. હંમેશાં એમ થતું કે તેની પાસે પ્રવેશ ટિકિટ હોતી નહીં. 'હું...' તેની કોણી પરના પોપડાને ઉખાડતાં ઉખાડતાં તે બોલી.

'અરે, એવું ના કર,' રામલાલ જરા ઊંચા સૂરે બોલ્યો, હજુ તે પેલી દૂરની દુનિયામાં રહ્યો હતો તે દૂરની યોગ્ય અને વ્યવસ્થિત દુનિયામાંથી બોલતો હોય એવું લાગ્યું. 'આમ કરીશ તો ફરીથી લોહી નીકળશે અને એ જગ્યા પર કદરૂપો ડાઘ રહી જશે. ટેકરીઓ પર ઘૂમવામાં તું કેટલી ગંદી થઈ જાય છે!'

'હું હમણાં જ નાહી લઉં છું,' રાકાએ તેને ખાતરી આપી અને રામલાલની આ નવી મનાઈ પ્રત્યે અધીર બની તેણે તેની બેઠકની રીત ફેરવી.

'હા, પવનનો વંટોળિયો આવે તે પહેલાં જ હું તારું પાણીનું વાસણ લઈ જઉં તે સારું. જો, જો, તે આવી રહ્યો છે,' તેણે બૂમ પાડી અને સાથે પવન જોરથી વાવા લાગ્યો તેથી તેની ટોપીને કાન પર પકડી રાખી.

રાકા પથ્થર પર ઊભી થઈ અને ઘેરા પીળા રંગની ધૂળની ડમરીને ભેગી થતી જોવા લાગી. આ ડમરીએ મેદાનોમાં ઊડતાંઊડતાં છૂટાછવાયાં ગામડાં અને

આંબાવાડિયાંને છાઈ દીધાં, તેમજ પર્વતની તળેટી સુધી ફેલાઈ ગઈ; પછી જાણે પોતાના માર્ગને અવરોધવામાં આવ્યો છે એવા ગુસ્સામાં ટેકરીઓ પર ચઢતી, વધુ ઊંચે ને ઊંચે જતી તે આખા ઢોળાવ પર ફેલાઈ ગઈ, કસૌલીને ચારેબાજુથી ઘેરી લીધું; સમગ્ર દૃશ્ય, આકાશ અને હવા એ રજકણોના ઢગલાથી દેખાતાં બંધ થઈ ગયાં.

રામલાલે તેને ખભાથી પકડી અને રસોડામાં ધકેલી, પાછળ બારણું બંધ કર્યું. તરત જ તે બારી પાસે ગઈ, બારી પરના કચરાને લૂછી નાંખી બહાર જોવા લાગી.

એક સફેદ મરઘી હવામાં ઊછળી અને બારી પાસે ગુલાંટ ખાઈ બહાર પડી, એની ચીસો ચાંચમાંથી નીકળી જાણે કાચના ટુકડાઓની જેમ વીખરાઈ ગઈ.

સૂર્ય ધૂળનાં વાદળો સાથે સંતાકૂકડી રમી રહ્યો હતો, અને વાદળોને એક પ્રચંડ જ્વાળાની જેમ પ્રકાશિત કરતો હતો – જાણે પીળાં વાદળોની વચ્ચે સળગતો ઉત્સવનો અગ્નિ. આખી દુનિયા સીસાના રંગ જેવી બળી રહી હતી. માત્ર સૌથી નજીકના દેવદારુનાં વૃક્ષોનાં એકબીજામાં ભળી જતાં છાયાચિત્રો દેખાતાં હતાં.

'આ આંધીમાં 'હમામ' નીચે પડી જશે !' રામલાલ બરાડ્યો. 'પેલું બધું ઊકળતું પાણી અને આગ !'

'એ બગીચાને આગ લગાડશે ?' રાકાએ બૂમ પાડી. 'તે પહાડ પર પણ આગ લગાડશે ?'

'ખબર નથી, ખબર નથી' તે વ્યાકુળ બનીને તેના હાથની હથેળીઓને ઘસતોઘસતો ગણગણ્યો. 'આ રીતે જ જંગલમાં આગ શરૂ થાય છે. દર વર્ષે કસૌલીમાં અમે કેટલાં જંગલો સળગતાં જોઈએ છીએ તે હું તને કહી શકતો નથી. કેટલીક વાર આગ છેક આપણા કઠેરા સુધી આવી ગઈ છે. તું જોઈ શકે છે કે કેટલાં વૃક્ષો બળી ગયેલાં છે, અને મકાનો પણ. એકવાર ટેકરી નીચેનું ઘર, 'સાઉથ વ્યુ' આગ બુઝાવનારું યંત્ર આવે તે પહેલાં જ બળીને જમીનદોસ્ત થઈ ગયું હતું.

'તે લોકો યંત્રને 'સાઉથ વ્યુ' સુધી ટેકરીની નીચે હંકારી જઈ શક્યા ?'

'હા, તેઓએ જીપો વડે તેને ખેંચ્યું, પણ પાણી જ નહોતું. કસૌલીમાં દરેક ઉનાળાના સમયે પાણીની અછત હોય છે. આગ બુઝાવવા પાણી જ નહોતું, અને આખું મકાન બળી ગયું, ઉપરાંત બે ભેંસો સાથેની કોઢ પણ બળી ગઈ.'

'મેં ત્યાં અપર મૉલ પરની પેલી ટેકરીની ટોચ પર એક બળી ગયેલી ઝૂંપડી જોઈ છે.' રાકાને યાદ આવ્યું.

'ઝૂંપડી ? એ તો એક સુંદર કુટીર હતી. એક અંગ્રેજ મેમસાહેબ ત્યાં રહેતી હતી. તે જંગલની આગમાં બળીને ભસ્મીભૂત થઈ, મેમ ગાંડી થઈ ગઈ અને તેને હાથ-પગ દોરડાથી બાંધીને ગાંડાની ઇસ્પિતાલમાં લઈ જવામાં આવી હતી. લોકો કહે છે કે તેના બધા વાળ બળી ગયા હતા, તેની પાંપણો સુધ્ધાં બળી ગઈ, જ્યારે તે તેની બિલાડીને બચાવી લેવા અંદર ગઈ ત્યારે. ચોકીદાર કહે છે કે તે હજુય રાતના વખતે ખંડેરમાં બિલાડીના રડવાનો અવાજ સાંભળી શકે છે.'

'એ સાંભળી શકે છે? તું સાંભળે છે? તેં સાંભળ્યો છે? અર્ધી રાત્રે?'

પણ રામલાલ ઊકળતા પાણીના 'હમામ' માટે એટલો ચિંતિત હતો કે હવે તે તેને ભૂતની વાતો કરી શક્યો નહીં. તે બારી પાસે આવ્યો અને એ તપી ગયેલી ધૂળમાં પિત્તળની આકૃતિ શોધવા લાગ્યો. તેઓને રેતી અને કપચીનો પથ્થરની દીવાલ તથા પતરાના છાપરા સાથે અથડાવાનો અવાજ સંભળાયો – આંધીના દૈત્યનો ઘોઘરો, કર્કશ અવાજ!

'જો તે પડશે તો બધું જ સૂકું ઘાસ સળગવા લાગશે,' તેણે તેની ચિંતા પ્રકટ કરી. 'અને હું તો વૃદ્ધ છું,' તેણે કાનમાં આંગળી નાંખીને અને તેનું માથું હલાવીને એકાએક આક્રંદ કર્યું. 'હું ફાયરબ્રિગેડ પાસે દોડીને જઈ શકવાનો નથી. હું પાણી પણ લઈ આવી શકવાનો નથી. મારા ઢીંચણ મને પીડા આપે છે.'

'હું તે કરીશ,' રાકા બોલી ઊઠી, 'હું દોડી શકું છું, રામલાલ – ઝડપથી ખૂબ ઝડપથી.'

પરંતુ ધૂળની ડમરી ઓછી થવા લાગી હતી, અને એ જ રીતે પવનની ગર્જના પણ ધીમી પડી. તેઓ બન્ને બૂમો પાડ્યા વિના એકબીજાને સાંભળી શક્યાં. ગાઢી ડમરી વિખૂટી પડીને પાતળી દેખાવા લાગી – જેમ ક્રોધનો આવેશ ધીમો પડી જતાં હળવાશ અનુભવાય તેમ ડમરી તેની મેળે જ સ્વચ્છ બનતી ગઈ. હવા શાંત અને પીળી થઈ ગઈ.

રામલાલે બારણું ખોલ્યું અને તેના 'હમામ' પાસે જલદીથી પહોંચ્યો. રાકા તેને અનુસરી.

શાંત પડેલી હવા હવે શીતળ બની, ઠંડીનો ચમકારો લાગવા લાગ્યો. સૂર્યની ગરમી લુપ્ત થઈ હતી – કોઈ ગુસ્સે થયેલો કરચલો એનું નકામું સફેદ કોચલું છોડીને અસહાય બનીને ભાગી ગયો હોય તેમ.

પહાડીઓ ઠંડીભર્યા પ્રકાશમાં શુદ્ધ, સ્વચ્છ બની હતી.

અસ્થિર થયેલા પોપટોનું ચમકતું ટોળું દેવદારુનાં વૃક્ષોમાંથી ચીસો પાડતું નીકળ્યું અને તે અવાજ પાછળ મૂકી વિખરાઈ ગયું.

રામલાલે પુરાણા 'હમામ'નાં નક્કર પડખાંઓને થપથપાવ્યાં. 'અમારી સાથે છેક કસૌલી સુધી આ લાવ્યા તે ઘણું સારું થયું,' તેણે ગર્વપૂર્વક કહ્યું. 'હવે તમને આવું નક્કર પિત્તળ મળે નહીં. ચલ હવે, પાણી તારે નહાવા જેવું બરાબર છે; મારે જવું જોઈએ અને ઘરમાં પડેલી ધૂળ વાળી નાંખવી જોઈએ.' તેણે નાનો નળ ફેરવ્યો, રાહતથી આનંદમાં એક મોટું કૂંડું ભર્યું અને પાછળના વાડામાં થઈ રાકાની બાથરૂમના લીલા રંગના પાછલા બારણે લઈ ગયો; રાકા તેની પાછળ પાળેલા જંતુની માફક કૂદતીકૂદતી આવી.

આનંદભરી રાહતનો સમાન સૂર લગાવી કોયલ પણ પેલા ટેકરા પર ટહુકી.

બંધ બારીની પાછળ ઊભી રહેલી નંદા કૌલે તેમને વાડામાંથી જતાં જોયાં –

રામલાલને પિત્તળનું કૂંડું લઈ જતો, જેમાંથી ચળકતાં ટીપાં ટપકતાં હતાં અને કૂંડાના ભારથી તે નમ્યો ત્યારે વહેવા લાગ્યાં; રાકાના પાતળા પગ તેની પાછળ ચાલતાંચાલતાં કાતરના બે પાંખિયાં જેવા દેખાયા.

રેશમી વસ્ત્રની ગડીઓમાંથી તેનો હાથ એકદમ બહાર નીકળ્યો અને બારીના કાચ પરની બે ભમરીઓ પર જોરથી પડ્યો. બન્ને ભયભીત બની ગુનગુન કરતી એક સાથે બારસાખ પર પડી.

# 7

ટ્રેમાં તેનો ચાનો કપ કાળજીપૂર્વક પાછો મૂકી રાકા ઊઠી અને ચૂપચાપ આમતેમ ઘૂમવા લાગી. તેનું આવું ઘૂમવાનું હંમેશાં તેની ચુપકીદીથી ભાગી જવાની પૂર્વભૂમિકા રહેતી હતી.

ખૂબ ઝડપથી નંદા કૌલે પણ તેનો કપ મૂકી દીધો અને પોતાનાં ઘૂંટણોથી હલનચલન કરવા લાગી, જેને કારણે ટેબલ હાલ્યું અને તેના પરની વસ્તુઓ ખખડી ઊઠી.

'હું ધારું છું કે આજે હું તારી સાથે આવીશ,' તેણે તેની દાઢીની આધિપત્યભરી મુદ્રામાં અત્યંત ચોકસાઈથી જણાવ્યું. 'ફરવા માટે.'

નારાજી પ્રકટ કરતી હોય તેમ રાકા ચૂપ ઊભી રહી. એ બહુ સ્પષ્ટ હતું કે તે નારાજ હતી. નંદા કૌલ સમજી ગઈ કે તેને તેના સાથની કંઈ પડી નહોતી. તે જે ના સમજી શકી તે તો એ હતું કે : આ બાળકી દરરોજ ટેબલ પરથી ભૂખી ઊભી થઈ જતી, પહાડીઓ પરનો તેનો સાંજનો રઝળપાટ પણ ખાવાનાની શોધ હતી, તેના નાના પાતળા પેટમાં ઊઘડતી અને ગોટા વાળતી ભૂખને શાંત કરવા તે પગદંડીઓ પર બેરીનાં ફળ અને દેવદારુનાં ફળને શોધતી ફરતી. તે ક્યારેય ખાણાંને સમયે એવું પૂરતું ખાઈ શકતી નહોતી જે બીજા ખાણાંના સમય સુધી ટકે. તો તે બિસ્કિટ માટેની માંગણી કરવાનું પણ સહી શકતી નહોતી. તેથી તે ખાણાંના સમય સુધી ભૂખી ચાલી જતી – અલબત્ત, તેને પાકાં બેરીનાં ફળો કાંટામાંથી બહાર ઊગી નીકળેલાં મળી જતાં કે ચાવવા માટે ખાટાં ઑક્ઝેલિઝનાં પાંદડાંનો ગુચ્છ મળી જતો, તો ભૂખ શમતી.

તેની પ્ર-નાનીના આકસ્મિક, અનાવકાર્ય તરંગથી થોડી હઠી ગયેલી રાકા વરંડાના સૌથી ઉપરના પગથિયા પર ડોલતી ઊભી રહી, તેના ચહેરા પર અનિશ્ચિતતાનો ભાવ જણાયો.

'એક મિનિટ રાહ જો', નંદા કૌલે તેજીથી કહ્યું, 'હું મારા ચાલવાનાં જોડાં પહેરી લઉં.'

રાકાએ નિ:સાસો નાંખ્યો અને ફુશિયાનાં ફૂલોનાં કૂંડા પાસેનાં પગથિયાં પર લસરી; નિરાશાપૂર્વક તેણે તેની આંગળીથી જાંબલી ફૂમતાવાળી ઘંટડીઓ હલાવી. શયનખંડમાં

તેની પ્ર-નાનીનો આમતેમ ફરવાનો અવાજ સાંભળીને તેને થયું કે તે જાણે ગળાના પટ્ટાનો અને સાંકળનો અવાજ ન સાંભળતી હોય ! તે કૂતરાનો ગુલામીભર્યો સાથ દેવા નહોતી માગતી, તેણે કંટાળાથી હોઠ કરડ્યો.

તેને થયું કે વૃદ્ધ સ્ત્રીનો – પ્ર-નાનીનો ચાલવા વિશેનો ખ્યાલ, રજાના દિવસના ટોળાઓમાંથી બજારમાં થઈને પસાર થવાનો હોઈ શકે, અથવા ક્લબમાં થઈ બગીચામાં ટેબલની આસપાસ એકઠા થયેલા ઉનાળુ મુલાકાતીઓ સાથે ગપસપ કરવાનો અને લેમનેડ પીવાનો હોઈ શકે; તે વધારે ગભરાવા લાગી.

પરંતુ નંદા કૌલ તો તેના ગ્રે રંગના કસરત માટેનાં જોડાંમાં અને હાથમાં મજબૂત ચાલવાની લાકડી સાથે દેખાઈ. 'આજે આપણે છેક 'મંકી પોઇન્ટ' સુધી જઈશું ?' પોતાની લાકડી થોડી ઘુમાવીને તેણે ખુશી થઈને પૂછ્યું.

તેઓ પહેલાં ક્યારેય સાથે ચાલવા ગયાં નહોતાં; બન્નેની જોડી થોડી વિચિત્ર ભાસતી હતી; ક્યારેક તેઓ એકબીજા સાથે અથડાઈ પડતાં અને નમ્રતાથી માફી માગતાં, તો વળી ક્યારેક એકબીજાથી એવાં અલગ અલગ ફરતાં કે જાણે એકબીજાને કશું લાગતુંવળગતું જ ના હોય એવું લાગતું. બન્ને કડકાઈથી ચાલતાં હતાં, બન્ને અકકડ રહીને ચાલતાં હતાં, પણ તેમની ચાલમાં એક સહજતા અનુભવાતી નહોતી.

બપોર શાંત સૌમ્ય હતી, શુષ્ક પહાડીઓ બળેલાં દેવદારુનાં કાળાં થડથી ભરેલી હતી, અને ગબડેલા ખડકો તેમજ નિશ્ચલ મોટા પથ્થરોથી તેમાં કાંગરા પડ્યા હતા. સૂર્ય અને ઉનાળાની ધૂળ ઝાંખા ફિક્કા પિંડમાં ભળ્યાં હતાં, તેમાં કોઈ પ્રકાશ ચમકતો નહોતો. માત્ર દેવદારૂની સળીઓનો ચળકાટ દેખાતો – જ્યારે પવન વહીને તેમને ફરફરાવતો હતો ત્યારે.

નંદા કૌલ વારેવારે ઊભી રહી જતી; તેનો ચહેરો જરા ચૂંટલી ભરાયેલો હોય તેવો લાગતો અને તેનો શ્વાસોચ્છ્વાસ ઝડપથી ચાલતો, પણ તે શ્વાસ લેવાને રોકાતી નહોતી. એ સ્પષ્ટ લાગતું, પણ લાકડી ઊંચી કરી રાકાને કંઈક રસભર્યું બતાવવાને માટે રોકાતી હતી.

'જો, અહીંથી ચોખ્ખા વાદળા વિનાના દિવસે મેદાનોનું એકદમ સંપૂર્ણ દશ્ય નજરે પડે; જો આજે ધૂળિયો દિવસ ન હોત તો તું છેક અંબાલા સુધીનો માર્ગ જોઈ શકત.'

'ત્યાં ઊંચે પહાડી પર, રાકા, તને બળેલા કાળા ઘરનું કોચલું દેખાશે. એક ઉનાળામાં તે જંગલની ભયાનક આગમાં બળીને ભસ્મીભૂત થયેલું અને તેનો સામનો કરવા એક ટીપું પાણી પણ અહીં નહોતું. એક વૃદ્ધ સ્ત્રી ત્યાં એકલી રહેતી હતી; કહેવાય છે કે તે ગાંડી થઈ ગઈ અને તેને ગાંડાની ઇસ્પિતાલમાં મોકલી દેવામાં આવી. બિચારી ! મને થાય છે કે તે આગમાં જ મરી ગઈ હોત તો સારું થાત.' તેના પગની આસપાસના કાંકરાઓ પર તેણે લાકડી ઉપાડતા પહેલાં ઠોકી અને ફરીથી લાકડીને ઘુમાવી. 'અહીં બહુ ભયજનક લાગે છે, જાણે કે બધું પડી જશે, પણ વરસાદનું એક ઝાપટું સેંકડો લીલી અને ડેહલિયાનાં ફૂલોને ખીલવશે – તે બધાં તેણે જ વાવ્યાં હશે.

તું તે બધાં ફૂલો એક દિવસ જોઈશ.

'તને ત્યાં એક સુંદર કુટીર દેખાય છે? પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટના ઘણા દાક્તરોએ તે લઈ લીધી છે. એ દુઃખદ છે કે એકવાર તેની કેટલી સુંદર રીતે કાળજી લેવામાં આવતી હતી, અને અત્યારે, તેના તરફ તો જો. તેને હજુ પણ ટૅનિસ કોર્ટ છે, પણ તે હવે મરઘાં પાળવા માટે વપરાય છે. અને રસ્તાની પેલી બાજુનું ગાર્ડન હાઉસ – તું અત્યારે કદાચ એ માની નહીં શકે, પણ એકવાર કસૌલીનો તે સૌથી સુંદર બાગ હતો. હવે તો તે લશ્કરના ઉતારા માટે વપરાય છે. દરેક સ્થળે લશ્કર છે.

'મને લાગે છે કે લશ્કરના સૈનિકો તો ત્યાં પહાડી પર પણ પહોંચી ગયા છે. ટોચ પર પેલું વિશિષ્ટ સાધન શું છે? ડરાવી દેનારું છે – ઍટોમિક રેક્ટર જેવું છે. અથવા એવો કોઈક વૈજ્ઞાનિક રાક્ષસ. અને આસપાસ કેટલા બધાં કાંટાવાળા તાર છે – શરમજનક!

શાંત, સૂકી પહાડીઓ પર તેઓ ચુપચાપ ચાલતાં હતાં. પહાડી પરથી નીચે તરફની ગતિમાં અટકી પડેલી મોટી શિલાઓ જોખમકારક દેખાતી હતી, દેવદારુની સળીઓથી પથરાયેલી પૃથ્વી પર કશું જ ઊગ્યું નહોતું, જંગલી રાસબરીની કાંટાવાળી ઝાડીઓ અને વિકૃત આકારમાં ફેરવાયેલાં વિશાળ વાંસ સિવાય કશું નહોતું. પ્રવાસીઓ અને પસાર થનારાઓએ પોતાનાં નામ રસદાર પાંદડાંઓ પર કોતર્યાં હતાં, એ નામો અને તારીખો ત્યાં કાંટાવાળી તારની માફક અનિચ્છનીય, બેડોળ રૂપે રહેલાં હતાં.

'બહુ બધા પ્રવાસીઓ. બહુ બધા લશ્કરના સૈનિકો. તેઓ આ શાંત સ્થળને કેવું બગાડીને નષ્ટ કરી રહ્યા છે!' નંદા કૌલે કડવાશથી કહ્યું; તેનો શ્વાસ ઝડપથી ચાલતો હતો, અને તેના પગ લથડિયાં ખાતા હતાં. 'એ ખરેખર દુઃખદાયક છે. તે પહેલાં જેવું હતું તેવું જ રાખવાની કોઈને પણ ઇચ્છા થાય – એક સ્વર્ગ જેવું. જ્યારે હું પહેલવહેલી અહીં આવી, ત્યારે મને જીરાર્ડ મૅનલે હૉપકિન્સનું કાવ્ય યાદ આવ્યા કરતું. તને એ યાદ છે? મને તો એની સતત યાદ આવ્યા કરતી :

'I have desired to go
where springs not fail,
To fields where flies no sharp and sided hail
And a few lilies blow.
'And I have asked to be
Where no storms come,
Where the green swell is in the havens dumb,
And out of the swing of the sea.

'અલબત્ત, એ કાવ્ય કોઈ વિશિષ્ટ સ્થળ વિશે નહોતું લખાયું, પણ એક વ્યવસાય માટે, એક સાધ્વીના વ્યવસાય માટે લખાયું હતું; ગમેતેમ પણ તે આ બાબતને પણ સ્પર્શતું લાગ્યું હતું.'

તેનો અવાજ આ છેલ્લી લીટી વખતે જોરદાર બન્યો, વધારે તેજદાર થયો, પછી હળવો પડ્યો. એકાએક તે મોટેથી હસી પડી. 'જો, રાકા,' તેણે લગભગ ચીસ પાડી, અને તેને તેની લાકડીથી બતાવવાની જરૂર પડી નહીં, કારણ કે ચેસ્ટનટનાં વૃક્ષોનાં ઝુંડમાં એકાએક થયેલો ખળભળાટ સ્પષ્ટપણે જોઈ શકાતો હતો અને સાંભળી શકાતો હતો. ડાળીઓનું હાલવું અને ઝૂમવું, પાંદડાંઓ સાથે અથડાવું અને ફળોનું નીચે પડવું – વગેરે તેના આનંદના સ્રોતને બતાવવા દેખીતી રીતે જ પૂરતું હતું – કાળા મોંઢાંવાળાં જંગલી લંગૂરોનું એક ઝુંડ, વાંદરાંઓની દુનિયાના ચપળ ચિત્તા, જે વનમાનુષ કરતાં બિલાડીની જાતિ જેવા વધારે લાગતા હતા. રાકાએ પણ તેનું માથું તેના ખભા પાછળ ઢાળ્યું અને તેની પ્ર-નાની સાથે, એક વૃદ્ધ લંગૂર તેમની સામે ઝાડ પરથી દાંતિયાં કરતું હતું તે જોઈ તે ખડખડાટ હસી; પછી એ લંગૂર ગુસ્સામાં અને મજાકમાં તેના કૂલા પર ઉપર-નીચે કૂદવા લાગ્યું. એક લંગૂર-મા તેના લાંબા પગ એક ડાળી પર લટકાવીને બેઠું અને પોતાના હાથમાં સુક્કા મોંવાળા નાના બચ્ચાને ઝુલાવવા લાગ્યું. આ દશ્ય જોઈ પેલાં બન્ને જણાં આશ્ચર્યચકિત થઈ ગયાં, અને મનોમન તેની પ્રશંસા કરવા લાગ્યાં. પેલું બચ્ચું કવેળાની ચિંતા અને દુઃખથી ઉંમરલાયક લાગતું હતું, તેનો નાનો ચહેરો કાળો અને કરચલીઓવાળો હતો, દુઃખથી તેની આંખમાં આવેલું આંસુ ચળકતું હતું. બીજાં લંગૂરો તો તોફાની રંગલા જેવાં હતાં, તે બધાં વૃક્ષો પર જાણે ટારઝનની જેમ અભિમાન ભરેલી ચાલે કૂદાકૂદ કરતાં હતાં અને ઝૂલતાં હતાં. તેમનાં મોં પર હાથ રાખીને સિનેમાના જંગલી નાયકની માફક તેમણે ચીસો પાડી, અને પછી બધાં એકસાથે ઝુંડમાં અર્ધ-નષ્ટ થયેલાં ઘરનાં પતરાના છાપરાં પર કૂદ્યાં; આથી એવો ધડાકો થયો કે બાળકો ઘરની બહાર નીકળી આવ્યાં, નોકરો રસોડામાંથી બહાર આવ્યા, બધાંએ એવી જોરજોરથી કિકિયારીઓ અને બૂમો પાડી કે પેલું ટોળું ઊભી પૂંછડીએ ભાગ્યું અને ટેકરીની પેલી ધારેથી અદશ્ય થયું.

હસતાંહસતાં, અને થોડી તાજગી અનુભવતાં, રાકા અને નંદા કૌલ ઝડપી પગલે પહાડીની નીચે તરફ ચાલવા લાગ્યાં.

'પેલું જૂનું ઘર ઉનાળાની રજાઓમાં દિલ્હીની શાળાનાં બાળકો માટે વપરાય છે, તને ખબર છે ?' તેની પ્ર-નાનીએ ફરીથી ગાઈડેડ ટૂરના ગાઈડ જેવી વાત શરૂ કરી, તે સાંભળવા રાકા નારાજ થઈ. 'બાળકો માટે આવું સ્થળ સહીસલામત ના કહેવાય એમ તો તું વિચારતી હોઈશ. વિચારે ને એવું ? ત્યાં ભાગ્યે જ બારીઓમાં કાચ રહ્યા છે, અને લાકડું તો સડી ગયું છે. પણ મારે કહેવું જોઈએ કે બાળકોને માટે એ સમયગાળો ખૂબ આનંદનો હોય છે. હું તેમને ચાલવા માટે જતાં કે પર્યટન પર જતાં જોઉં છું; રવિવારે તો તેમના ભારતીય ખ્રિસ્તી મેટ્રન સાથે ચર્ચમાં પણ જતાં જોઉં છું.

'રાકા, તને કસૌલીની શાળામાં જવું ગમે ? કદાચ સનાવરની એક છાત્રાવાસમાં ?'

રાકાને એવો તો આઘાત પહોંચ્યો કે તે મૂંગી મૂંગી તેનું માથું જ માત્ર હલાવી શકી – મનોમન આ ચબરાકીને ધિક્કારતી તે શાળા-હૉસ્ટેલ, શિસ્ત-આદેશ-આજ્ઞાપાલન

વગેરેના વિચારને જ મૂળમાંથી અવગણતી હતી.

તેની ગતિ ઝડપી કરી, તેણે નંદા કૌલને પાછળ મૂકી દીધી અને એક દોડમાં ટેકરીની નીચે પહોંચી ગઈ; તેનાં સેન્ડલ્સના ઘસાયેલા આગલા ભાગની બહાર નીકળેલા પગના પંજાને જોતી હતી અને તેને ધૂળ તેમજ સૂકી દેવદારુની સળીઓ પર દુ:ખપૂર્વક દબાવતી હતી.

પહાડીને તળિયે પહોંચી તે અટકી અને તેની પ્ર-નાની આવી પહોંચે તેની રાહ જોવા લાગી; પ્ર-નાની થોડી વારમાં આવી પહોંચી – તેનો શ્વાસ ચાલતો હતો અને તે ધૂળથી ભરેલી હતી; પણ બાળકીની આવી અચાનક અને પૂરેપૂરી અવગણનાથી તે જરાયે હલી ઊઠી નહોતી, તે તો તેને માટે એક અનન્ય નિમંત્રણ હતું – જો રાકા એ સમજી હોય તો – એ નિમંત્રણ આ પહાડીઓમાં નંદા કૌલ સાથે રહેવાનું અને પહાડીઓને તેનું ઘર બનાવવાનું નિમંત્રણ હતું.

# 8

તેઓ 'મંકી પોઇન્ટ'ની નીચે જૂની વળી ગયેલી ફૂલો વિનાની ઝાડીઓની એક નાની વાટિકા પાસે આવ્યાં હતાં. મ્યુનિસિપલ કૉર્પોરેશને થોડીક પાટલીઓ બાંધી હતી, અને કેટલાંક બસસ્ટેન્ડ જેવાં સિમેન્ટનાં છાપરાં વૃક્ષો નીચે બનાવ્યાં હતાં. કોઈ ત્યજાયેલા બસસ્ટેન્ડની જેમ અહીંનું વાતાવરણ અસ્તવ્યસ્ત અને નિર્જન હતું. તેમ છતાં નંદા કૌલ એક પાટલી પર બેસી ગઈ. તેઓની ઉપર 'મંકી પોઇન્ટ'નું કાંગારાવાળું શિખર ઊંચે ચઢેલું હતું, સંધ્યાના આકાશના સ્વચ્છ પ્રકાશમાં તે તેમનાથી ઘણું ઊંચું દેખાતું હતું.

'મને લાગે છે કે હું એ ચઢાઇ ચઢી શકીશ નહીં, રાકા.' તેણે કહ્યું અને તેનો અવાજ થાકથી જરા ધ્રૂજ્યો. 'જો તારી જવાની ઇચ્છા હોય, તો તું તારી રીતે ઉપર જા અને હું તારી રાહ જોતી બેસીશ અને બધું જોયા કરીશ.'

તો આમ તે આરામ લેતી બેઠી, અને રાકા સુક્કાં ઘાસનાં તણખલાં તેમજ ઊંચા પથ્થરના ટેકરા પકડતી ઉપર ચઢી રહી હતી તેને તે ચિંતા અને પ્રશંસા – બન્ને ભાવ સાથે જોતી રહી, કેટલીક વાર તો રાકા ટેકરાની લગભગ લગોલગ ટેકા દઈને ચઢતી ત્યારે તેનાં ઘૂંટણ ઘણીવાર બેવડાં થઈ જતાં, પછી તે તેને જઈ શકે તેટલી લંબાવતાં છુપાઈ જતી; એકાએક પછી કોઈ ઊંચી ટોચ  પર તે નજરે પડતી. જોઈ ન શકવાથી તે એક બકરા સાથે અથડાઈ પડી, લવારા સાથે અથડાઈ, અને પછી તેમનું આખું ટોળું, જે ઝરણાંની જેમ નીચે જઈ રહ્યું હતું તે તેની પીઠ પર કૂદીને જાણે પંખીઓની માફક ઊડ્યું, અને નંદા કૌલના પગ આગળ ઊતરી આવ્યું; પછી શીઘ્ર ચપળતાથી ઘર તરફ ભાગી ગયું, ભરવાડનો નાનો છોકરો સહજતાથી તેમની પાછળ સીટીઓ મારતો; આરામથી ચાલવા લાગ્યો.

એવું લાગ્યું કે ખૂબ ઝડપથી બાળકી પહાડની ટોચ પર પહોંચી હતી અને જાણે પવન તેને ઊંચકી લેવા અને દૂર ઉડાડી દેવા મથતો હતો તેની સામે તે કમર કસીને ઊભી રહી.

તેને તેની પ્ર-નાની સાથે અહીં આવવાની ઇચ્છા જ નહોતી. તેણે તો 'મંકી પોઇન્ટ' પર એકલા જ જવાની યોજના ઘડી હતી; કોઈને કહ્યા વિના એક એકાંત બપોરે આ સાહસે નીકળવું હતું. ગુપ્તતા એ જ એનો નિષ્કર્ષ હતો, તેને તેમાં ઘણી મજા આવતી;

રાકાના મનમાં એક સંશોધકની ઈર્ષ્યાભરી અને સુરક્ષિત વૃત્તિઓ હતી; તેની ચઢાઈને, તેમજ જ્યારે બકરાંઓએ એને એના પગ આગળથી લગભગ હડસેલી દીધી અથવા જ્યારે તે છૂટા પડેલા પથરાઓ પર લપસી પડતી અને તણાવપૂર્વક બન્ને હાથની મુઠ્ઠી વાળી લેતી, તે વખતે તેને ઇરાદાપૂર્વક જોતી તેની પ્રન્નાની પ્રત્યે ધિક્કાર ઊઠતો. જ્યારે તે ધીરેધીરે ઉપર ચઢી રહી હતી ત્યારે તેના મનમાં હજીય સનાવરની શાળાના છાત્રાલયની વાત પ્રત્યેની તેની નારાજગી કઠણ પથ્થરની જેમ જડાઈ ગયેલી હતી. પણ હવે તે પછીની લહેરોમાં ઊડી ગઈ; તે હવે હવામાં ઊડી રહેલાં બીજ કે ઘાસના તણખલા જેવી હળવી અને આનંદિત બની ગઈ.

પવન એને આમતેમ ઝુલાવી રહ્યો હતો અને તેને તેનાં ઘૂંટણો પર ફેંકી દેવાની ધમકી આપતો હતો. પણ એણે એના વાળ એના કાન પર નીચે ઉતારી દીધા અને તેના પોશાક પર જાણે ચાબુક ઝાટકતો પવનને સાંભળ્યો ત્યારે તેણે પગના પંજાથી ખડક પર પકડ જમાવી. તેને ખાતરી હતી કે જો તે પકડ ઢીલી કરશે, જો તે તેના હાથ પહોળા કરશે અને પગ પર ઊંચી થશે તો તે ઊડવા લાગશે, ઊડીને પહાડીની ટોચ પરથી નીચે, નીચેની પવનની લહેરોમાં ઊડશે – જેમ ગરુડો ધીમેથી પણ રાજાશાહી રીતે તેની નીચે ચક્કર લગાવી રહ્યાં હતાં તેમ.

તે ગરુડોની વધારે ઊંચે હતી, તેમજ કસૌલી, સનાવર અને આસપાસની બીજી પહાડીઓથી તે વધારે ઊંચે હતી : તે બધાં તો ખૂબ નીચેની સોનેરી શેવાળના કિનારા જેવાં નીચાં અને સુવાળાં હતાં. દક્ષિણ તરફ મેદાન દૂરદૂર નિઃસીમ વિસ્તરેલું હતું; ઉનાળાના સૂર્ય હેઠળ ગરમ સીસા જેવું જરાયે નહોતું, બલ્કે સાંજને સમયે શાંત, સ્તબ્ધ અને બિલાડીના જેવા સ્લેટ રંગનું હતું; પંજાબની પાંચ નદીઓનાં ચળકતાં પાણીએ તેનો કબજો લીધો હતો અને ચંદીગઢનું તળાવ તેની છાતી પર ઝાંખા ચાંદીના બ્રૉચની જેમ જડેલું હતું. આ તળાવ મેદાનની સપાટ ભૂમિ પર તરતું નહીં, પણ સાંજની હવામાં અધ્ધર લટકતું હતું. અહીં સ્થળની વિશાળતા હતી અને આખા દૃશ્યને વ્યાપ્ત કરી લેતી ઊંડાઈ હતી. રાકાને લાગ્યું કે જાણે કોઈ પ્રાચીન સ્કોલ એના સર્વેક્ષણ માટે તેના પગ આગળ ખોલી દેવામાં આવ્યો હતો.

ઉત્તરમાં નાજુક, નીચે તરફ જતી, પહાડીઓ વહી રહી હતી, જાણે સમુદ્રમાં ઊઠતાં મોજાંના સોનેરી અને ભૂરા અને જામલી તરંગો. દેવદારુમાંથી ધસી જતા પવનનો અવાજ અને પાછા ફરતા પવનનો અવાજ સાગરના નિનાદ જેવો ભાસતો હતો.

રાકા ઉલ્લસિત થઈ ઊઠી, મારી નાવ ડૂબી ગઈ છે, મારી નાવ ડૂબી ગઈ છે અને હું એકલી છું. તે એક ખડકને વળગી પડી – તે ગાવા લાગી, મારી નાવ, સાગરમાં મારી નાવમાં, હું એકલી છું.

આમ ઝૂલતી તે ઊભી થઈ, તેના પગ એકબીજાથી દૂર પહોળા રાખ્યા, તેના કાનના પડદા મોજાં અને પવનની ગર્જનાથી તનતનાતન્ કરતા રહ્યા, પણ પછી તેને કાનમાં દુઃખાવો ઊપડ્યો, ઊતરી રહેલા અંધકારથી તે સભાન બની, નીચે પાટલી પર

પ્ર-નાની તેની પ્રતીક્ષા કરી રહી છે તે યાદ આવ્યું અને તેણે અનિચ્છાએ પહાડ ઊતરી જવાનું શરૂ કર્યું, એને માત્ર બેસી જવાનું અને પછી કૂલા પરથી સરકી જવાનો સૌથી સરળ માર્ગ મળી ગયો.

ટેકરીની નીચે ઝાડીમાં સારું એવું અંધારું જામ્યું હતું; થોડી મૂંઝવણમાં પ્ર-નાની રાકાને મળવા ઊભી થઈ. જ્યારે તેણે જોયું કે બાળકી બરાબર હતી, તેનાં હાડકાં બરાબર હતાં ત્યારે તેણે રાહત અનુભવતાં છતાં થોડાં ધમકાવવા જેવા અવાજ કાઢ્યા અને તેઓ અત્યંત શાંતિમાં ઘર તરફ ચાલવા લાગ્યા; એ શાંતિમાં ક્યારેક ક્યારેક રાત્રિને જાણે પડકારી રહેલા કોઈ અદૃશ્ય પંખીના સ્પષ્ટ રણકારભર્યા ગુંજનથી ભંગ પડતો હતો.

જ્યારે તેઓ 'કેરિગ્નાનો'માં પહોંચ્યા, ત્યારે દીવા થઈ ગયા હતા. રાત્રિના અંધકારમાં પહાડીઓ કાળાં મોજાં જેવી દેખાતી હતી, અને ગામ તથા કસબાના દીવાઓ જાણે સાગરમાં પ્રકાશિત નૌકાઓ જેવા લાગતા હતા.

એક નિશાચરે તેનું ગાન શરૂ કર્યું. રામલાલ ઉતાવળો ઉતાવળો તેમને માટે દરવાજો ખોલવા આવ્યો.

'ખાણામાં શું છે ?' આગળ આગળ ભાગતી રાકાએ બૂમ મારી.

# 9

'મંકી પોઇન્ટ'ની સફર નંદા  કૌલ માટે તો સફળ નીવડી નહીં, કારણ કે તેણે બીજી એવી સફરનું સૂચન કર્યું નહીં. ચાને સમયે, તે પુસ્તક ખોલીને વાંચતી – તેની બાજુના ટેબલ પર તે ત્રણ-ચાર પુસ્તકો હંમેશાં રાખતી : ગૉગૉલનું 'ડેડ સોલ્સ', વેલીનો ચીની કાવ્યોનો અનુવાદ, સલિમ અલીનું ભારતીય પક્ષીઓ પરનું પુસ્તક – અને જ્યારે રાકા ઊઠીને ચુપકીદીથી વરંડામાંથી બહાર ચાલી જતી ત્યારે તે રોષમાં વધારે એકાગ્રતાથી પાનું  ફેરવતી.

જોકે જેવી રાકા નજર બહાર જતી કે તે પુસ્તક નીચે મૂકી દેતી અને ઉતાવળે ટેકરા પર ચઢી ત્યાંથી પહાડીઓમાં સર્પાકારે જતાં 'અપર મૉલ'ની દીર્ઘ લંબાઈનું સર્વેક્ષણ કરતી. અહીં સજ્જનો અને સન્નારીઓ રજાઓમાં શાંતિથી ઘૂમ્યાં કરતાં અને તેમનાં બાળકો કસૌલીના બે ટટ્ટુ, રાની અને રોલો પર સવાર થઈ એટલી જ શાંતિથી વારાફરતી ફરતાં.

પરંતુ રાકા ભાગ્યે જ મૉલ પર ચાલવા જતી – અપર મૉલ હોય કે લોઅર. કોઈની પણ નજર ચુકાવીને જેવી તે નીકળી જતી કે તરત રસ્તા પર પગે ચાલનાર અને ઘોડાઓને રસ્તા પરથી નીચેના ઢોળાવમાં પડી જવામાંથી બચાવવા રાખેલા કઠેરા પરથી સરકી જતી; તે એવી પગદંડીઓ પર અદશ્ય થતી, જેના ઘાસ પર ભાગ્યે જ કોઈનાં પગલાંનાં નિશાન પડેલાં હોય અને જેનો ઉપયોગ ક્યારેક બકરીઓ અને ગામડાંના લોકો જ કરતા. આ કેડીઓ પર ચાલતા તેણે ઉનાળાના મુલાકાતીઓ કે સંસ્કારી નાગરિકોએ ક્યારેય નહીં જોયેલું-જાણેલું તેવા કસૌલીને જોયું-જાણ્યું. તેને ગંદાં નાળાં કે નોકરોની વસ્તીમાં પતરાનાં શૌચાલયો પાસેથી પસાર થવામાં કોઈ છોછ નડ્યો નહીં. તે નીચે ખીણમાં ગામડાંઓની મુલાકાત લેતી, અને યંત્રવત્ કચડી રહેલાં પ્રાણીઓ દ્વારા દાણા છૂટા પડાતાં ઘઉંને તે જોતી, અને છાપરાં પર સૂકવેલા મક્કાઈ અને કોળાં જોતી. ગામડાંની સ્ત્રીઓ અને બાળકો તેના તરફ જોતાં પણ બોલતાં નહીં. એકવાર એણે લાલ ફરવાળા શિયાળને ક્ષણવાર માટે સૂર્યપ્રકાશમાં જોયું અને પછી તે મોટા મોટા ખડકોમાં અદશ્ય થયું, એકવાર તેણે બંદૂકનો ધડાકો સાંભળ્યો, પછી ખભે લટકતી બંદૂક અને હાથમાં લટકતાં તેતર સાથે આરામથી પસાર થતાં એક છોકરાને જોયો.

તેણે તેના તરફથી પોતાની આંખો ફેરવી લીધી અને પગદંડી પર કૂદી રાસબરી અને બ્રુમની ઝાડીઓમાં ચાલી ગઈ. મોટેભાગે તે કોઈને જોતી નહોતી. જે તેને અનાવશ્યક હોય તેને અવગણવાની તેની પાસે આવડત હતી.

આ બધું જોઈને નંદા કૌલ અસ્વસ્થ બની ગઈ. તે રાકાને શા માટે બહાર ખુલ્લામાં લઈ આવવા ઇચ્છતી હતી તે તે કહી શકી નહીં. પોતે જે રીતે જીવવાનું પસંદ કર્યું હતું તેને કારણે આમ નહોતું થતું. તે ખરેખર પોતાને કે પોતાની રીતિઓને રાકા પર ઠોકી બેસાડવા ઇચ્છતી નહોતી. અને છતાં તે તેને એકલી છોડી દઈ શકતી નહોતી.

રાકા તેજસ્વી અને સાહસિક હતી. આને કારણે નંદા કૌલને હેરાનગતિ થતી.

ચાના સમયે તેણે રાકાને પૂછ્યું, 'તું શા માટે કોઈવાર ક્લબમાં જતી નથી ?'

રાકા સનાવરનાં છાત્રાલયમાં જવાના સૂચનથી જેવી મુંઝાઈ ગઈ હતી તેવી જ આનાથી મુંઝાઈ ગઈ.

'તારાં માતા-પિતા તને ક્લબોમાં અને પાર્ટીઓમાં નથી લઈ ગયાં ?' પોતાના સ્વભાવની વિરુદ્ધ નંદા કૌલે બીજાની વાતમાં માથું માર્યું, અને આગળ નમીને બોલતાં જાણે એનું પોતાનું નાક લાંબું ખેંચાતું લાગ્યું.

રાકાએ ખોટું ખોટું પોતાનું માથું 'ના'માં હલાવ્યું, તેના પિતાએ કોઈકોઈ વાર તેને તેનાં કોચલામાંથી બહાર લાવવાના – તે એમ કહેતા – પ્રયત્નો કર્યા હતા : તેને કોઈ રેસ્ટોરાંમાં લઈ જઈને, અને મેડ્રિડમાં તેની માતા તેના જન્મદિવસે બીજાં બાળકોને ચા-નાસ્તા માટે નિમંત્રણ આપે એ રીતે. આ બધા બહુ દુઃખદ પ્રસંગો હતા – તે જેટલા રાકા માટે દુઃખદાયક હતા તેટલા જ તેની હતાશ અને વ્યગ્ર માતા માટે પણ હતા. તેવા પ્રસંગોનું પછી પુનરાવર્તન નહોતું થયું. દિલ્હીમાં તેની લાંબી માંદગી અને દૂબળાં શ્રમિત શરીરને કારણે પછી તો તેને વધુ 'સામાજિક' બનાવવાની જરૂરમાંથી મુક્તિ મળી હતી. માંદગીને બિછાને જાણે પોતે મહિનાઓ સુધી પડી રહી એમ લાગ્યું હતું : તેના વાળ ડોક સુધી કાપી નાંખ્યા હતા, અને તે આંખો બંધ કરી પંખાનાં ફરી રહેલાં પાંખડાંથી આવતી ગંદી હવા લઈ રહી હતી; દરમિયાન તેની મા તેના વ્યથિત અવાજમાં, જેમાં કોઈ ઊંચો નીચો સૂર નહોતો તેવા અવાજમાં એકધાર્યું કશું વાંચી તેને સંભળાવી રહી હતી, અને આ વાચન દરમ્યાન તેના ગુપ્ત ગહન વિચારોમાં તેને કોઈ ખલેલ પહોંચાડતું નહોતું. કોઈને એમ જ લાગે કે હજુ પણ તે એક પ્રકારની સ્વપ્નીલ દુનિયામાં વિહરી રહી છે; તેની માતાના દર્દભર્યા અવાજ અને પંખાના ફરવાના અવાજને બદલે તમરાંના ગુંજન અને દેવદારુમાં ઊઠતી હવાના સૂરમાં તે મગ્ન બની જતી.

તેના પગના નાના પંજા પર મચ્છરના ડંખથી થયેલાં નાનાં લાલ ઢીંમડા તરફ જોતી રાકાએ થોડા દબાયેલા અવાજમાં જણાવ્યું, 'પરન્તુ નાની, તમે પણ ક્યારેય ક્લબમાં જતાં નથી.'

નંદા કૌલના પગે તેની ભૂખરી રેશમી સાડીની અંદરથી અચંબાભર્યો આંચકો

આપ્યો. પછી તે ખડખડાટ હસી. તેનો ચહેરો નમેલી રાકાના ચહેરાની બરાબર આવ્યો તેટલી નીચી નમીને અને તેના નાકની અણી બહાર ખેંચાઈ આવી એ સ્થિતિમાં તેણે કહ્યું, 'રાકા, તું ખરેખર મારી સાચી પ્ર-પૌત્રી છે, છું કે નહીં? તું મારાં સંતાનો કે પૌત્ર-પૌત્રીઓ કરતાં ઘણી વધારે મારા જેવી છું. તું એકદમ મારા જેવી છું, રાકા.'

પણ આવી લાડની ખુલ્લી અભિવ્યક્તિમાંથી રાકા તરત જ પાછી હઠી ગઈ. એ અભિવ્યક્તિ સૌથી વિશેષ ગુપ્તતાને ચાહતી રાકા માટે ખૂબ ઉઘાડી મુખર બાબત હતી. તેનો નાનો ચહેરો ફિક્કો પડી ગયો, અને તેણે અણગમાથી તેના બે હોઠ કરડી લીધા.

નંદા કૌલને પણ એટલો જ આઘાત લાગ્યો. ઝડપથી પોતાની પીઠ ટટ્ટાર કરી તે તેની ખુરસીમાં અક્કડ બેઠી. જે રીતનો તેણે તણાવ અનુભવ્યો અને તેના ચહેરા પર કડકાઈની રેખાઓ ખેંચાઈ તેમજ બન્ને હાથ ચુપચાપ પોતાના ખોળામાં ભેગા કરી દીધા, તે પરથી સ્પષ્ટ થયું કે તે તેનું આધિપત્ય, તેનું તાટસ્થ્ય, ઉંમરમાં તેનું અંતર પાછું મેળવી લેવાનો પ્રયત્ન કરતી હતી.

બન્નેએ એકબીજાથી પોતાનાં મોં ફેરવી લીધાં.

નંદા કૌલે પહાડીઓનું સર્વેક્ષણ કર્યું. રાકા નજરથી છુપાવેલા અને બારસાખમાં આવેલા હુડહુડના માળા તરફ તાકી રહી; મા જ્યારે બચ્ચાંઓ માટે ચાંચમાં ખાવાનું લઈને આવતી ત્યારની બચ્ચાંઓની હલનચલન અને સળવળાટથી એ માળો હોવાનું નજરે ચઢતું. મા આવતી ત્યાં સુધી તેઓ ચૂપ જ રહેતાં, પછી જ માળામાં કલબલાટ અને ધમાલ થતી. તે દિવસે તો આમતેમ ઊડ્યા કરતી, બચ્ચાંઓ માટે કીડાં-જીવડાં પકડતી, તેની ચાંચથી આખો દિવસ તીણો ખટ્ખટ્ અવાજ કરી તે મોટી માખીઓ અને પતંગિયાં જ પકડી લેતી. છેલ્લા થોડા દિવસોથી બારણા આગળ જ પાકાં જરદાળુ પડેલાં રહેતાં, પણ ઘાસ પરથી રાકાએ ઉપાડેલું એકપણ જરદાળુ એવું નહોતું જેના પર હુડહુડની લાંબી ચાંચનું ચિહ્ન ન હોય. નાસ્તા પહેલાં વહેલી સવારે રાકા ભીના ઘાસ પરથી જરદાળુ ખાવા આવતી અને જ્યારે તે ખુલ્લા પગે આમતેમ ફરતી અને પાકાં મધુર જરદાળુ શોધતી ત્યારે ઝાડ પરથી હુડહુડ તેને જાણે દ્વેષપૂર્ણ નજરથી જોતું. પરંતુ હવે જે થોડાં જરદાળુ રહ્યાં હતાં તેનો રામલાલે મુરબ્બો બનાવી દીધો હતો અને મધ જેવા રંગની મોટી બરણીઓમાં ભરી રસોડાની છાજલીઓમાં તે બરણીઓ ગોઠવી દીધી હતી. હુડહુડને થયેલું આ નુકસાન ભરપાઈ કરવા હવામાંથી પતંગિયાં પકડવા પડતાં અને જમીનમાંથી કીડા ખેંચવા પડતા. કેટલીકવાર નર-હુડહુડ તેને મદદ કરતું. કેટલીકવાર તેઓને કલગીવાળી, ગર્વિષ્ઠ, પીળી ચાંચવાળી અને પીળાં પેટવાળી બુલબુલો સાથે સખત ઝઘડા થઈ જતા. અત્યારે રાકા અને તેની પ્ર-નાની વરંડામાં બેઠાં હતાં. બન્ને ઊઠીને ચાલી જવાનું કોઈ બહાનું શોધતાં હતાં; હુડહુડ પંખીઓ જરદાળુનાં ઝાડ પર ઉદાસભાવે, મુંઝાયેલાં અને નિરાશ થયેલાં બેઠાં હતાં.

છેવટે રાકા બોલી ઊઠી, 'જો આપણે દૂર નહીં જઈએ તો તેઓ તેમનાં બચ્ચાંને

ખવડાવી શકશે નહીં.'

'કોણ ?' આસપાસ સશંક નજરે જોઈ નંદા કૌલે પૂછ્યું.

'ત્યાં બેઠેલાં હુડહુડ પંખીઓ.'

'ઓહ,' નંદા કૌલે કહ્યું. 'તું કોની વાત કરી રહી હતી તે વિશે હું વિચારમાં પડી ગઈ હતી. તેમનાં બચ્ચાં... હૂં...,' તેના અવાજમાં તિરસ્કારનો ભાવ હતો. 'ભલે, ભાગ તો, તારે તો સાંજનું ફરવા જવાનું હશે.'

# 10

આખરે તે ક્લબમાં ગઈ, પણ પોતાને ત્યાં ગયેલી જોઈ અચંબામાં પડી ગઈ. તે ત્યાં બપોરે દિલ્હીથી લાવેલાં ફ્રીલવાળાં ફ્રોક અને નવાં જોડાં પહેરેલી જિદ્દી નાની છોકરીઓ સાથે ના ગઈ, કે લેમોનેડ લેવા કે બિલિયર્ડના ખેલાડીઓને પાછલા ઓરડામાં રમતાં અને ખડખડાટ હસતાં જોવા પણ નહોતી ગઈ. તે ત્યાં રાતના અંધારામાં ગઈ જ્યારે ત્યાં ઉનાળાની ઋતુની એક બહુ મોટી પાર્ટી ચાલી રહી હતી.

રામલાલે એને એ વિશે વાત કરી હતી.

'અલબત્ત, હવે ત્યાં પહેલાંના સમય જેવું કશું રહ્યું નથી.' શાંત 'હમામ'ની નજીક બેસી બીડી પીતાં પીતાં તેણે કહ્યું હતું, 'જ્યારે ગોરા લોકો અને એમની મેમસાહેબો નૃત્ય કરતી હતી... જોકે લશ્કરના સૈનિકો પણ એમના જેવા જ છે. સાંજે તે લોકો છાવણીમાંથી બેંડ બોલાવી લે છે, વ્હીસ્કી પીએ છે, અને નૃત્ય કરે છે.'

'તો એમાં ફેર શો ?' એડીઓ પર બેસીને જ રાકાએ પ્રશ્ન કર્યો, અને પાસેના જ એક કાચના ટુકડાને ખેંચતી રહી, જે કાચ કપચીવાળી ફરસમાં અનાકર્ષક પથ્થરોની સાથે જમીનમાં જડવામાં આવ્યો હતો. રાકાએ એની સાથે વાતો કરવાનું ચાલુ રાખ્યું, કારણ કે એ સાંજે રામલાલ પાસે એનાથી વધારે સારી કે રસપ્રદ વાતો નહોતી.

'તે લોકો આખું ને આખું ઘેટું તાપ પર ભૂંજતા હતા.' રામલાલે તેની પાણી નીકળતી આંખોને પહોળી કરીને કહ્યું, જેથી તે લાલ ફૂલેલી નજરે પડે. 'આખું ને આખું ઘેટું; અને દારૂની સેંકડો બાટલીઓ ખાલી થતી જતી હતી.'

'અને હવે ?'

'હવે,' રામલાલ તિરસ્કારથી થૂંક્યો, 'હવે એ બધું ક્યાંથી ?' પણ તે રાકાને બતાવી શક્યો નહીં કે સમય કેટલો ખરાબ થયો છે, એ લોકો કેટલા નીચે ઊતરી ગયા છે અથવા ઓછા થઈ ગયા છે. હકીકતમાં હવે એનો ક્લબમાં ખાનસામાઓ સાથે કોઈ ખાસ સંપર્ક નહોતો રહ્યો અને કોઈ ખાસ જાણકારી પણ નહોતી. એણે આ બધું ઘૃણાપૂર્વક અને તમાકુ થૂંકતાં થૂંકતાં જણાવ્યું.

તેથી જ્યારે રાત્રે રાકાએ બેંડનો પહેલો અવાજ ટેકરાની પેલી બાજુએથી આવતો સાંભળ્યો, કે તરત કુતૂહલથી, પજામા પર સ્વેટર પહેરી તે બારીની બહાર કૂદી. અંધારામાં

તે ચૂપચાપ ગબડતી ગઈ. કસૌલીમાં અંધારું બહુ ગાઢ હોય છે, ત્યાં બત્તીઓ ઓછી છે, અને દૂર દૂર રાખેલી હોય છે. વળી હવાની ઝપાટો ધીમી પડી ગઈ હતી તેથી ચારેબાજુ શાંતિ હતી; માત્ર નીચે ખાડીમાંથી શિયાળોનાં રડવાનો અવાજ આવતો હતો અને એટલો જ ગમગીનીભર્યો બેંડના ધમ્‌ધમ્ થવાનો અવાજ હતો, જે સાંભળી ઝાડ અને ઝાડીઓમાં અબાબેલી તેમના ઘોઘરા અવાજે હસતા હતા.

એ વખતે એટલું અંધારું હતું કે કશું દેખાતું નહોતું. પણ રાકા ઝડપથી ટેકરા પર ચઢી ગઈ અને પછી ટેકરી પરથી નીચે લસરી, તે રસોડાના છાપરા પર પડી, જેનાથી મોટો ધડુમ્ અવાજ થયો. અંદર રસોડામાં ખૂબ મુશ્કેલી થઈ, કેટલા મિજાજી ખાનસામાઓ તો અત્યંત ગુસ્સે થઈ ગયા હતા.

એના પગ કાંકરાઓને કચડવા માટે બહુ નાના અને હલકા હતા. કાંકરા એના પગથી ઘસાતા લાગ્યા જ્યારે એણે ચુપકીદીથી ક્લબની પાછળથી પસાર થઈ સ્નાનઘરના લીલાં બારણાં પાર કર્યાં. એ વખતે બારણાં બંધ હતાં અને એમાંથી લીલો પ્રકાશ નીકળી બિલિયર્ડના ઓરડા સુધી ફેલાઈ ગયો હતો. બિલિયર્ડનો ઓરડો પ્રકાશમાં ઝગમગી રહ્યો હતો, જ્યાં થોડીથોડી દાઢીમૂછવાળા છોકરાઓ એક ટેબલની લીલી ફરસ પર પડેલા બૉલને આમતેમ, અહીંતહીં પ્રહારો કરી રહ્યા હતા. બારીઓ પર પડદા લટકાવેલા નહોતા. ચીની માટીના શેડથી ઢંકાયેલા બલ્બમાંથી આવતો પ્રકાશ કાળી કોંકરીટ પર સફેદ કાગળના ટુકડાની જેમ પડ્યો હતો. રાકાને ડર લાગ્યો કે એને પેલા નવીનવી દાઢી-મૂંછવાળા જુવાન છોકરાઓ જોઈ ના લે. એ છોકરાઓના કઢંગા લાંબા અંગો હતાં, જાણે કે યુવાનીમાં જ તેઓ ઢીલાઢીલા અને બેડોળ ના થઈ ગયા હોય ! રાકાને શિયાળોનાં રુદનની ચીસો અને અંધારામાંથી આવતા અબાબેલીના પ્રલાપો કરતાં વધારે ગભરાટ તો એ છોકરાઓથી થઈ રહ્યો હતો.

અંધારું એને કેટલું બધું આનંદદાયક મિત્ર જેવું લાગતું હતું ! એણે પ્રકાશિત બારીઓ બાજુએ રાખી પસાર કરી, જ્યાં ક્લબની દીવાલ અને પહાડીની વચમાં અંધારી ટનેલ જેવું બન્યું હતું ત્યાં આવીને અટકી. ફર્નઘાસ સાથે તે ઘસાવા લાગી. ખુરપી, પાવડા અને માળીઓની છાબડીઓના ઢગલા સાથે તે અથડાઈ ગઈ. એ વખતે તે એક ખૂણામાં હતી; એણે જોયું કે જો તેને નૃત્યખંડ સુધી પહોંચવું હોય, જે મકાનના બીજે છેડે હતો, તો તેને બગીચાને પાર કરીને જવું પડે. થોડીવાર માટે તો એને પાછા ફરી જવાનો વિચાર આવી ગયો, પણ ત્યાં તેને રામલાલે કહેલા તે ફેન્સી ડ્રેસવાળા નૃત્યની યાદ આવી, જેમાં સ્ત્રીઓ રાણીઓની જેમ અને પુરુષો રાજકુમારોની જેમ શણગાર સજતાં, પછી તે બધાં ઝળહળ થતાં શરાબ પીતાં, જે તેમને નશામાં ગીતો ગાવા તરફ લઈ જતો. તેણે એકદમ ઝડપથી દોડવા માંડ્યું, માથું નીચું રાખ્યું અને આવન-જાવન કરતા લોકો તરફ કશુંય ધ્યાન આપ્યું નહીં. લોકો ગપ્પાં મારતાં અને ટોળાંઓમાં ખુશી-મજાક કરતાં, હસતાંહસતાં જઈ રહ્યાં હતાં. તેઓમાંથી પણ કોઈએ એના તરફ જોયું નહીં. કારણ કે એણે માથા પર વાદળી પહોળું સ્વેટર ખેંચી લીધું હતું, જેથી તે લગભગ

અદશ્ય બની ગઈ હતી. તે પછી તે નૃત્યખંડની બહારના વરંડામાં હતી; જીરેનિયમનાં કૂડાં અને દારૂની ખાલી બાટલીઓ રાખવાના ઘોડાઓની, – જે દીવાલનું કામ કરી લેતા હતા, – વચ્ચે અને ધૂળભરેલાં બાકોરાંમાં ઘૂસતી ગઈ, તેમાં ચાકના ટુકડા અને એક જૂનું બ્લેક બૉર્ડ પડેલું હતું અને એના પર બિન્ગોની રમતના નંબરો લખેલા હતા. એણે મોટો લીલો પડદો હટાવ્યો અને પડદાની વચ્ચેની જગ્યામાં નાક-આંખ લગાડ્યાં, ભેજવાળી ધૂળમાં શ્વાસ લીધો. એણે એની એક આંખ બંધ કરી દીધી અને બીજી અંદર છાવણીવાળાઓની મસ્તી-તોફાનમાં ચમકતાં દશ્યો પર બરાબર ગોઠવી દીધી.

# 11

પછી તે એક આંચકા સાથે ઘૂંટણો પર પડી. આ બધું એવું નહોતું, જેવું રામલાલની વાતોમાંથી તેણે ધારેલું હતું. તે કંઈ રાજા અને રાણીઓના ગુલાબીગુલાબી દરબારનું દશ્ય નહોતું. જોરશોરથી વાગી રહેલાં બેન્ડના અવાજમાં એ લોકો પાગલો અને તોફાનીઓની જેમ ઊછળી-કૂદીને નાચ કરી રહ્યાં હતાં. એમનાં કપડાં ઊડી રહ્યાં હતાં, તેઓ કાગળનાં બ્યૂગલો વગાડી રહ્યાં હતાં. ચારે તરફ ગાંડપણનો માહોલ જામ્યો હતો. રાકાએ તેનું માથું બન્ને હાથોમાં દબાવી લીધું, જાણે તે ભાગમાં તૂટી જતું ન હોય !

તેને થયું કે તે તેની આંખો બંધ કરી દે. તેને થયું કે તે બેંડથી લાખો માઈલ દૂર જાય. એણે એ વિચારવાનો પ્રયાસ કર્યો કે જાણે તે ઊંઘી ગઈ છે અને જે કંઈ એણે જોયું તે એક ભયાનક સ્વપ્ન હતું.

પણ લીલાં કપડાંમાં સજ્જ એક માણસ બરાબર એ જગ્યાએથી કૂદ્યો જ્યાં તે હતી અને છત તરફ હવામાં ઊછળ્યો. એના પગમાં લીલાં મોજાં હતાં, તે હવામાં ફરફરી રહ્યાં હતાં. એણે તમરાંની જેમ વાયોલિન વગાડવું જોઈતું હતું, પણ તે કૂકડાની જેમ બાંગ પોકારવા લાગ્યો – કે પછી તે બ્યૂગલ હતું ?

એક સ્ત્રી માથા પર ઊંધું બકેટ રાખીને હસી રહી હતી અને એવું લાગતું હતું કે જાણે તે ખાલી વાસણમાં ચમચો ખખડાવતી રહી હતી. એક કાળી આકૃતિ વાંકી થતી આવી અને એ સ્ત્રીના અવાજોનો જવાબ આપી નમી પડી. જ્યારે સીધી થઈ ત્યારે રાકાએ જોયું કે એની છાતી પર સફેદ રંગમાં એક ખોપરી અને ક્રૉસમાં બે હાડકાંની આકૃતિ હતી. તેણે તેની બગલમાં દાતરડું દબાવી રાખ્યું હતું. જ્યારે તે માણસે દાતરડું ઉપર ઉઠાવી સ્ત્રીના બકેટવાળા માથાને કાપ્યું, ત્યારે તે દાતરડું અજવાળાથી ચમકી ચમકારા ફેંકવા લાગ્યું. કાપેલું બકેટ ખડખડ કરતું ફરસ પર પડ્યું અને રાકાના પગ આગળ આવી અટક્યું. એનો પંજો સંકોચાઈ ગયો.

એક બહુ મોટો કડક, વાંકડી પૂંછડીવાળો વાંદરો દોડતો દોડતો આવ્યો અને બકેટને ઠોકર લગાવી દૂર કરી ગયો. તે વખતે બેંડ જોરથી વાગવા લાગ્યું અને પેલો કાળા-પીળા પોશાકવાળો માણસ ગાવા લાગ્યો :

'O take me out to the ball game,

Take me out to the fair....'

બલુનોનાં ઝુંડમાંથી આહ-ઓહ નીકળી અને સંગીતના લય સાથે ઝૂમવા લાગ્યા. અચાનક એક ગભરાટભરી ચીસ નીકળી. એક ઉંદરી એ ઝુંડની નીચેથી દોડી. એની મૂંછો એરિયલની જેમ હાલતી હતી અને લાંબી પૂંછડીના થોડા વાળ ફરસ પર પડ્યા. એક માણસ, જેણે પોતાના માથાના વાળથી આંખો ઢાંકેલી હતી તે તેનો પીછો કરી રહ્યો હતો; તેનાં ગળામાં ફાંસીના ગાળિયાની જેમ મફલરનો ફાંસો નાંખેલો હતો. એ માણસે પેલી ઉંદરીને પૂંછડીથી પકડી લીધી અને તે કૂદીને તેના હાથમાં આવી ગઈ. એ બન્ને હસવા લાગ્યા અને નાચવા લાગ્યા. બે બલૂન, એના કોચ્યા વિના જ, એકદમ ફટાક્ ફટાક્ કરતાં ફૂટી ગયાં. એના ટુકડા રબ્બરનાં આંસુઓની માફક એક ખૂણામાં વિખરાઈ ગયા.

એક ભૂરા રંગનું, બ્રશ જેવી પૂંછડીવાળું, તેમજ બે કાળા કાચની જેમ ચમકી રહેલી આંખોવાળું અને જેની અંદર સફેદ રંગના સાપના ગૂંછળા હતાં તેવું જાનવર ગબડતું પેલા બિંદુ પાસે આવ્યું, જ્યાં રાકાએ તેની આંખો રાખેલી હતી; પહેલાં તે જાનવર 'ચિપ-ચિપ-ચિપ' અને પછી 'ચિપ-ચિપ-ચિપી...'ની ચીસો પાડવા લાગ્યું. પછી તે જાનવર ત્યાં ઊભું થઈ ગયું અને બિયરથી ભરેલો એક જગ પી ગયું. ધોળા ધોળા ધાબા તેનાં મોંની ધાર પર લાગ્યા અને ત્યાં જ સુકાઈ ગયા.

ભીડમાંથી એક બહુ લાંબો માણસ સફેદ કપડામાં, ગળામાં સ્ટેથોસ્કોપ અને હાથમાં રબરનાં મોજાં પહેરીને ઊભો થયો. રાકાને થયું કે એ બધાંને ફરસ પર લેટાવી તેમનું ઑપરેશન કરશે, જેથી બધાં લોહીની નદીમાં લથપથ થઈ જશે. પણ બેંડવાળા એના ભાવને એક ઈશારામાં સમજી ગયા અને તેમની ધૂન બદલી નાખી. ગાયકે ગાવાનું શરૂ કર્યું :

'You are my sunshine,

My only sunshine,

You make me ha-pee...'

પછી વચમાં જ એક તાંબાનું પિંજરું ચાલતું આવ્યું. એ પિંજરામાં પૂરેલાં માથાવાળા પક્ષીના હાથમાં હાથ ભિડાવી એક જોકર આવ્યો, જેણે કાળા-ધોળાં કપડાં પહેર્યાં હતાં, ગાઢાં લાલ રંગની લિપ્સ્ટિક લગાવી હતી. એણે એકદમ એના મોં પરનું મહોરું ફાડી નાંખ્યું, જેમાંથી એની સુવ્વર જેવી ગુલાબી આંખો દેખાવા લાગી. એણે મહોરાને ઉપર હવામાં ફેંકી દીધું અને નાચવા તેમજ ગાવા લાગ્યો :

'Mama, she loves papa

Papa, he loves Mama....'

જે સાંભળીને બધા હસવા લાગ્યા અને પોતાના કૂલા આમતેમ હલાવવા લાગ્યા. પછી બધા પડદાની પાછળ રાકાની લાગેલી આંખો તરફ વળ્યા.

ત્યારપછી ફૂલાઓની હાર તૂટી અને ભૂરાં કપડાં પહેરેલી એક આકૃતિ સીધી અક્કડ ચાલતી રાકાની નજીક આવી, જાણે કે તેણે રાકાને પડદાની પાછળ જોઈ લીધી હોય. પણ એ આકૃતિ જોઈ જ નહોતી શકતી, કારણ કે તેનું માથું જ નહોતું. માત્ર લોહીથી લથબથ શાલ ડોક પર પડેલી હતી જેમાંથી લોહીનાં ટીપાં ટપકી રહ્યાં હતાં. એ આકૃતિએ એનું માથું એક બગલની નીચે દબાવેલું હતું, જેના પર બહુ દાંત હતા અને જે ગાંડાઓની જેમ હસી રહ્યો હતો.

રાકાના મોંમાંથી કોઈ કળી કે પાપડીને દબાવતાં નીકળે એવો એક અવાજ ફાટી પડ્યો.

ફાટતી પાપડીમાંથી જેમ બીજ એક ખૂણેથી વેગથી ઊડીને પડે છે, એવી જ રીતે રાકા ત્યાંથી ઊછળી. તેણે બ્લેક બોર્ડ નીચે પાડ્યું, પગની નીચે પડેલા ચાકના ડબ્બાને કચડી નાખ્યો. દારૂના ખાલી રેકને ધક્કો માર્યો અને પીછો કરેલા જાનવરની જેમ ત્યાંથી ભાગી ગઈ. ભાગતાં ભાગતાં હિબકાં ભરતી તે કહેતી હતી, "બધાંને ધિક્કારું છું – બધાંને ધિક્કારું છું..." જેવી એ ભાગી કે તેની પરસેવાથી લથપથ મુઠ્ઠીઓ તેની બાજુમાં અથડાતી હતી અને તેના પગ કાંટા, ઘાસ અને કાંકરા પર પડતા હતા. બધા પિંજરાવાળા, પંજાવાળા, પૂંછડાવાળા, માથા વિનાના પુરુષો અને સ્ત્રીઓ, જે પશુ કે દૈત્ય બન્યા હતા, તેનો પીછો કરતા હતા. પીછો કરતા તેઓ બધા 'બ્રિજ ઑન ધ રિવર કવાઈ'ની ધૂન પર નાચી રહ્યા હતા.

'Ta ra, ta ra, ta-ra-ra

Ta-ra....'

આ બધાં દશ્યો પાછળ ક્યાંક એનો બાપ હતો, જે કોઈ પાર્ટીમાંથી ઘેર પાછો ફરતો હતો – રાતના અંધારામાં પછડાતો ને ઠોકરો ખાતો – મોંમાંથી દુર્ગંધ છોડતો, તેની માને ગાળો દેતો અને મુક્કીઓથી મારતો, ગંદી ગાળો – જેને લીધે રાકા પોતાનાં સૂવાનાં વસ્ત્રોમાં જ ફરી જતી અને બીકથી ગાદલાને ભીનું કરી દેતી. પેશાબની ધારને તે પગો વચ્ચે લોહીની ધાર જેમ ગરમ અને અશક્ત બનાવનારી અનુભવ કરતી તેની મા ભોંય પર પડી આંખો બંધ કરી લેતી અને રોતી. અંધારામાં પગની નીચે રાકા પોતાની માના ભીના ગુંદાયેલા શરીરનો અનુભવ કરતી અને પગ મૂકવાની જગ્યા ન મળતાં તે વધારે રોવા લાગતી. તેની આગળ ભોંય પર નહીં, પણ હવે થોડે દૂર તેની મા રોતી. એ પછી શિયાળના રોવાનો અવાજ આવતો.

રાકા ઝટકાથી પાછી વળી. તે ખાઈ તરફ જવામાં હતી, પણ એ જ જગ્યાએથી શિયાળના રડવાનો અવાજ આવ્યો હતો, વળતાં જ તેના હાથમાં બારીની ફ્રેમ આવી ગઈ, તેના પર ચઢીને તે પોતાના ઓરડાની અંદર જઈ પડી. ત્યારે ત્યાં અંધારા કૂવામાં તેના હૃદયના ધબકારા સિવાય બીજો કોઈ અવાજ નહોતો. ધબકતા હૃદયના અવાજમાં ટેકરીને પેલે પારથી આવતા બેંડના સંગીતનો અવાજ ડૂબતો જતો હતો.

# 12

તે પછી તેના દૂબળા, નાજુક ચહેરા પર એક ચમક આવી. એની આંખોમાં ઊંડાણ આવ્યું, જાણે કે કોઈ રહસ્ય ત્યાં છુપાવ્યું હોય અને તે તેને પ્રકટ કરવા ન ઇચ્છતી હોય ! તે હવે માત્ર કોઈ જંતુ કે કીડા જેવી નહોતી; તે ડાળીના જેવી શાંત સ્વસ્થ હતી.

પછી ડાળી હાલે ત્યારે પોતે એક શાંત કીડા જેવી લાગશે. તે ખાડા અને કોતરોમાં હજુ પણ નીચે રઝળપાટ માટે ગઈ. નંદા કૌલને રાકામાં આવેલા પરિવર્તનનો ખ્યાલ આવ્યો હતો. તે છુપાઈને બારીમાંથી ક્યારેક કઠેરા આગળથી રાકાને નળી પરથી તેમજ લાલ માટીમાંથી નીચે સરકીને પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટની નીચેની અશુભ ઈંટની ભઠ્ઠીઓમાંની એક ભઠ્ઠી આગળ જોઈ. રાકા પોતાને સીધા ઢોળાવ પર સ્થિર રાખવા સુંદર ઘાસના ગુચ્છોને બે હાથે પકડી રાખતી હતી. તે શું જોઈ રહી હતી ? નંદા કૌલને કશી ખબર પણ ના પડી અને તે કલ્પના પણ ના કરી શકી. તેણે તો માત્ર સુકલકડી પગ અને આંગળાના ધોળા ઢેકા પરના તણાવને જોયો. દેવદારુની એક ડાળી નીચે વળી. એક ગીધે તેના પંજાને જરા ઉપર લીધા હતા, તેના ભારેખમ ખભા સંકોચ્યા, તેની રબરની નળી જેવી ડોક લંબાવી અને એક અવાજ કાઢ્યો. બાળકી ચોંકી ઊઠી. પછી ઝાડથી દૂર પાછલી બાજુએ ખસી. એકાએક ગોળ ફરીને તે તેના ચારે પંજા પર નીચી પડી અને પહાડી પર એટલી તો ઝડપથી ચઢવા માંડી કે નંદા કૌલને, તેને તે જોઈ ના જાય માટે, ઉતાવળ કરીને રસોડામાં સંતાઈ જવા ચાલી જવું પડ્યું.

પણ રાકા ઢોળાવની ધારે ઉપર આવી નહીં. તેણે વળી પલાયન થવાનો કોઈ બીજો માર્ગ લીધો હશે. તે આવા ઘણા માર્ગો જાણતી હતી. જ્યારે તેની પ્ર-નાનીએ તેને જોવા માટે ફરીથી સાહસ કર્યું ત્યારે ખાડામાં તો કોઈ નહોતું : હતું માત્ર બકરીઓનું એક ઝુંડ, જે કોઈ ભુખાળવા લોભીની જેમ તેમના રબર જેવા હોઠોથી છૂટીછવાઈ ઝાડીઓ અને કાંટાઓને ચાવી રહ્યું હતું. પહાડીની ઉપર પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટ આકાશમાં ધુવાડાના જાણે વળભરેલાં સર્પો ફેંકી રહી હતી. નંદા કૌલે આ કદરૂપાં દૃશ્યને જોઈ તેના હોઠ ભીંસ્યા – એનાથી આખું દૃશ્ય એવું તો બગડી ગયું હતું ! અને ઉનાળાની બપોરની ગરમીમાં વધારો પણ કર્યો હતો. રાકાએ તેમાં શું જોયું ? શા માટે બાળકી આનાથી

મોહિત થઈ હશે ?

રાકાએ હંમેશાં પાણી જેવી લાગતી, મોં બગાડતી ચા ગુમાવી તે પછી તે મોડી સાંજે દરવાજામાંથી અંદર આવી; તે એક હાથમાંથી બીજા હાથમાં અશ્વફળ ફેરવતી હતી અને તે નિર્ભીકપણે ધીરેધીરે કોઈ ન સાંભળે તેમ ગાઈ રહી હતી, 'મને કંઈ પડી નથી, – મને કંઈ પડી નથી – મને કોઈની કંઈ પડી નથી !'

તેણે તેની પ્ર-નાનીને લાપરવાહીથી તેના બગીચાના કાંકરાઓ પર ઉપર નીચે ફરતી જોઈ કે તરત જ તે અટકી ગઈ. નંદા કૌલ રાકાના ધૂળિયા વાળ અને ઉઝરડા પડેલા ઢીંચણો તરફ જોઈ રહી, પણ માત્ર એટલું જ બોલી, 'જો વરસાદ જલદીથી નહીં પડે તો આ હાઇડ્રેંજિયા મરી જશે.'

રાકા તે જોવા આવી. તે બન્ને ફૂલોની ઝાડી તરફ જોતાં ઊભા રહ્યા, ફૂલો ધાર આગળથી કથ્થઈ રંગમાં ફેરવાઈ રહ્યાં હતાં. તેની નીચે તમરું ઉન્માદમાં તીણી ચીસ પાડી રહ્યું હતું.

હજુ પ્રકાશ હતો, હજુ થોડું ગરમ હતું, અને તેઓ બન્ને પીઠ પાછળ હાથ રાખી, આંગળીઓ ભીડી, સાથે ફરવા લાગ્યા. તેમણે લોઅર મૉલ પરથી બે ટટ્ટુઓનાં પસાર થવાનો અવાજ સાંભળ્યો, અને બે નાનાં ગૌરવર્ણ બાળકોને અલેશિયા હૉટેલ તરફ લઈ જતાં જોયાં.

'રાકા, તને ઘોડેસવારી કરવાનું ના ગમે ?' નંદા કૌલે પૂછ્યું. 'તું એક ઘોડો લઈને છેક મંકી પોઇન્ટ  સુધી જઈ શકે.'

'ના,' રાકાએ ટૂંકમાં જણાવ્યું. 'એમાં કશી મજા નથી. પેલો માણસ રોજે જ સાથે આવે છે.'

'ઓહ, એ ઘોડાવાળો,' નંદા કૌલે કહ્યું. 'ના, તો તો તેમાં કશી મજા ના આવે.'

'જુઓ,' એકાએક રાકાએ કહ્યું; તેના દાંતમાંથી થૂંકનાં નાનાં ટીપાં બહાર નીકળી રહ્યાં હતાં. 'શું પેલો ચંદ્ર છે ? શું તે પૂર્ણ ચંદ્ર છે ?' તેણે પૂર્વ દિશામાં પહાડી પર રેખાંકિત થયેલાં પિત્તળ જેવા ચળકાટ તરફ નિર્દેશ કર્યો, જે ચળકાટ પછી જલદીથી સાંજના આકાશમાં વ્યાપી ગયો, ધૂસર સંધ્યાના પ્રકાશમાં ઝાંખી પીળી ચમક.

'ના...ના', નંદા કૌલે અનિશ્ચિત ભાવથી જણાવ્યું. 'ચંદ્ર હજુ પૂર્ણ થયો નથી, અને નજીકમાં પૂર્ણ થવામાં ય નથી.'

પછી પહાડીઓના કાળા જથ્થા ઉપર પ્રકાશના નાનાનાના ખંડો દેખાવા લાગ્યા; તે બધા અહીંતહીં ફૂટવા લાગ્યા, હારની હારમાં ઊંચેનીચે સ્પષ્ટપણે બળી રહેલાં દેખાવા લાગ્યા. જેમજેમ આકાશની શ્યામલતા વધતી ગઈ, તેમતેમ પેલો ચળકાટ લાલલાલ થવા લાગ્યો.

'આ તો જંગલનો દવ છે,' નંદા કૌલે છેવટે નિઃસાસો નાંખીને કહ્યું. 'ખૂબ ભયાનક દવ લાગે છે. ઓહ, વર્ષના આ સમયે હંમેશાં જંગલમાં આગ લાગે છે.'

પણ રાકાએ તો પહેલી જ વાર આવી આગ જોઈ હતી. એને કમકમાં આવી

ગયાં, અને એને પરિણામે પરસેવાની ધારાઓ વહેવા લાગી. પોતાનાં સુકલકડી હાથ વડે પોતાને દબાવીને તે એક પગ પર ઊભી રહી, પછી બીજા પર અને રાહ જોતી રહી. ખીણમાં ખૂબ દૂર આગ લાગેલી હતી, તેઓને તો દેવદારુ બળવાની વાસ પણ આવી નહીં કે તેનાં તૂટવાનો-ફૂટવાનો તડતડ્ અવાજ પણ તેમણે સાંભળ્યો નહીં. જાણે કે સ્વપ્નમાં જોયેલી આગ જેવું લાગ્યું – શાંત, ઉતાવળી અને ડરાવનારી.

એક પગથી બીજા પગ પર તેને નાચ કરતી જોઈને નંદા કૌલે કહ્યું, 'જો તારે બાથરૂમમાં જવું હોય તો જલદી ભાગ, રાકા.'

રાકાએ તેનું માથું હલાવ્યું, પણ થોડી જ વારમાં ફરીને દોડી ગઈ. નંદા કૌલ ધીમેધીમે તેની પાછળ ગઈ. પોતાની પાછળ બારણું બંધ કરતાં પહેલાં તેણે આગ તરફ એક નજર નાખી લીધી – હવે આગ તણખાના ફુવારાની જેમ તાપના પ્રવાહના રૂપમાં પહાડના ઢોળાવ પર વિખરાઈ રહી હતી.

'મને ખબર નથી પડતી કે ફાયર બ્રિગેડવાળા આમાં કંઈ કરવા સમર્થ હોય,' તેણે માથું હલાવીને કહ્યું, જ્યારે રાકા ઓરડામાં પાછી આવી, તેની બાજુમાં બારી પાસે ઊભી રહી.

'જો તેઓ કંઈ ના કરી શકે તો શું ? શું થશે ?'

'ઓહ, આખી રાત બળ્યા કરીને પોતે શમી જઈ રાખ થશે, એવું મારું ધારવું છે. તે એક સુક્કા, પહાડી પટ્ટા સુધી પહોંચશે અને અટકી જશે. અથવા તેઓ ઊંધી દિશામાં આગ જલાવી તેને રોકવાનો પ્રયાસ કરશે. પરંતુ ચોક્કસ જ તેમની પાસે તેને બુઝાવી દેવા માટે પાણી તો પૂરતું નથી જ. જૂન મહિનામાં સીમલાની પહાડી પર પાણીનું ટીપું ય વધારાનું બચતું નથી.'

'ઘરોનું શું થશે, તો પછી ? જો ઘરો બળી જાય તો શું થશે ?'

નંદા કૌલે તેનો નીચેનો હોઠ બહાર કાઢ્યો અને તેનાં પોપચાં ઢાળી દીધાં. 'હા, તે બધાં બળી જશે. આવી ભયાનક આગમાં તો ગામોનાં ગામ બળી જાય.'

રાકા બારીમાંથી એ દૃશ્ય જોતી ત્યાં ઊભી રહી : જાણે દૂરદૂર આતશબાજીનું પ્રદર્શન ના થતું હોય ! ત્યાંની નિઃશબ્દ ચૂપકીદી ભયાવહ હતી.

'એ ભાગ્યની વાત છે કે આગ કસૌલી કે સનાવરથી દૂર છે. અમે આ નગરની ધારે નજીકમાં જ આગ જોઈ છે.'

રાકાએ માથું હલાવ્યું, 'મેં પૂરેપૂરાં બળી ગયેલાં વૃક્ષો જોયાં છે.'

રાત્રે તે પથારીમાંથી ઊઠીને બહાર આવતી અને ઉઘાડા પગે ડ્રોઇંગ રૂમમાં આવી બારીમાંથી જોતી કે આગ કેટલી ફેલાઈ છે.

નંદા કૌલ તેની પથારીમાં ચત્તી પડી હતી અને ભીનાં કપડાંના જેવા અવાજ સાથે ટાઇલ્સ પર હળવેથી થતા ખુલ્લા પગના થડકારને સાંભળતી હતી. જવા-આવવાનાં પગલાંથી અભિભૂત થયેલી તે જાગતી પડી રહી.

રાકા તેની પ્ર-નાનીના જાગતા રહેલા હોવાથી સભાન હતી. તે તેના ઊંડા શ્રમિત

શ્વાસ-નિઃશ્વાસ સાંભળતી, પણ તે તેની ઉપેક્ષા કરવામાં હવે ટેવાઈ ગઈ હતી. તે વારંવાર બારી પાસે જતી અને તપાસ કરતી કે આગ 'કૅરિગ્નાનો'ની, કસૌલીની વધારે નજીક આવી હતી કે કેમ.

કોઈ કોઈ વાર ચળકતા ધુવાડાનું મોટું વાદળ હવામાં ઊંચે ઊઠતું અને ફૂટી જતું. પહાડીની નીચે તો માત્ર ચિનગારીઓ થતી, હાલતાંફરતાં, ભેગાં થતાં અને વિખૂટા પડતાં આગિયાઓનો પ્રકાશ હતો એ.

ઠંડા બારીના કાચની નજીક તેનો કાન રાખી તે વિચારતી કે તેને આગમાં બળતાં પ્રાણીઓ અને પંખીઓની ચીસો સંભળાતી. પણ જ્યારે તે કાચ પરથી તેનો કાન દૂર ખસેડતી ત્યારે તો તે માત્ર ચુપકીદીની તડતડાહટ સાંભળતી. એકવાર ઘુવડનો હલકો હૂ-હૂ અવાજ સંભળાયો.

આગના પ્રકાશથી ભૂખરા થયેલા, અશાંત આકાશે તેને પણ જાગતી જ રાખી : પ્રકાશ ઘણો વધારે હતો. જો તે ઊંઘી જાય, તો, તેને થયું, આગ કદાચ તેની પાસે પહોંચી જાય અને તેને બેભાન અવસ્થામાં ભરખી જાય. આખા દૃશ્યમાં જાણે એક સ્વપ્ન જેવી લાક્ષણિકતા હતી – સ્વપ્નનો વિનાશ, સ્વપ્નનાં ભૂતો જે પીછો કરી રહ્યા હોય, સકંજામાં લઈ રહ્યા હોય.

પરંતુ તે એટલી બધી વાર આવી અને ગઈ કે છેવટે તે થાકી ગઈ અને સોફા પર પડી; બીજી સવારે રામલાલે તેને તેની નાઈટીમાં ત્યાં જ ઊંઘી ગયેલી જોઈ.

જ્યારે તે જાગી ત્યારે તેણે જોયું કે પહાડીઓ ધુવાડા અને ઉનાળાના ધુમ્મસથી છવાઈ ગઈ હતી. આગ પણ નજરે ચઢતી નહોતી. ઉત્તરનો પવન તેની સાથે બળેલાં લાકડાંની વાસ અને રાખનું થર લઈ આવ્યો. રાખ તો સમગ્ર કસૌલી પર એક ભૂખરા ચામડાની જેમ જમા થઈ ગઈ. વિચારમાં રાકા આમતેમ ફરવા લાગી, અને આંગળીથી રાખ પર રેખાઓ દોરવા લાગી.

# 13

રાકા રામલાલને શોધી રહી હતી એમ લાગ્યું. જ્યારે નંદા કૌલ વરંડામાંથી જોતી હતી કે રાકા રામલાલ માટે રસોડાની આસપાસ ફરતી હતી ત્યારે તેણે કડવાશથી વિચાર્યું કે રાકા બીજા કોઈની પાછળ પડતી નહોતી કે બીજા કોઈની રાહ પણ જોતી નહોતી. રાકા, રામલાલ તેનું રસોડાનું કામ પૂરું કરી અને તેના સ્નાનના પાણી માટે 'હમામ' સળગાવવા બહાર આવે એની રાહ જોતી હતી. નંદાએ નોંધ્યું હતું કે લગભગ દરરોજ સાંજે તે બે જણાં જૂન મહિનાના સાંજના તાંબા જેવા પ્રકાશમાં 'હમામ'ની બાજુમાં પાસે પાસે બેસતાં. તેમની એડી પર ઊભા પગે બેસીને અને ગરૂડોને ઊંચે આકાશમાં ઊડતાં તેમજ  કોતરોમાં ચૂપચાપ સરતાં, અને મેદાનોમાં ઊડતાં તેઓ જોતાં અને જાણે સ્વપ્નની દુનિયામાં હોય તેમ વાતો કરતાં. રામલાલ રાકામાં રસ-રુચિ જગાડી શક્યો અને તેની સાથે જ રાકાને તે સુરક્ષાની ખાતરી કરાવી શક્યો. નંદા કૌલને ખબર હતી કે આ છોકરીને બન્ને તત્ત્વોની સાથે જ જરૂર હતી, પણ તેવું તે કરી શકી નહીં અથવા એવો પ્રયત્ન કરવાની પણ તેણે કોઈ ચિંતા કરી નહીં, જ્યારે રાકા માટે રામલાલે તે જ વસ્તુ સહજ રીતે અને સરળતાથી કરી બતાવી. તે બન્નેના અવાજનો ધીમો સૂર આ સંવાદોમાં રહેલી સંવાદિતાને પ્રકટ કરતો હતો, પણ નંદા તે સાંભળી શકી નહીં, માત્ર બન્નેને જોઈ શકી.

'કાલે રાત્રે મેં તને ત્યાં નીચે જતી જોઈ હતી,' રામલાલે તેની મુઠ્ઠીમાંથી બીડી ખેંચીને કહ્યું. 'તે ખોટું હતું.'

'શા માટે ? ચંદ્ર પ્રકાશી રહ્યો હતો. હું તે એટલો સ્પષ્ટ જોઈ શકી.'

'પણ, તને ય કોઈ જોતું હતું.'

'ત્યાં મને જોવા તો કોઈ નહોતું.'

જાણીને રામલાલે તેનું માથું હલાવ્યું. 'ચુડેલો ત્યાં હતી. તેઓ તને જુવે છે.'

'કોણ ?'

'ચુડેલો. તને ખબર નથી તેઓ ત્યાં કોતર અને ખાડામાં રહે છે ? તેઓ હંમેશાં મરેલાંઓની વચ્ચે રહે છે. તેઓ તેમનાં માંસ પર જીવે છે. ઇન્સ્ટિટ્યૂટના ડૉક્ટરો ગાંડા કૂતરાંઓને કાપી નાંખે છે અને તેમનાં મગજને ઉકાળે છે, તે પછી તેઓ જે લાશો

નીચે ફેંકી દે છે તેની એ ચૂડેલો મિજબાની ઉડાવે છે. જો રાત્રે તું ગોળીઓ છૂટવા જેવા એકાએક અવાજો સાંભળે તો સમજી લેજે કે તે અવાજ હાડકાં ચાવી રહેલી ચુડેલોનો છે.

રાકાની આંખોની આસપાસ કાળાં કૂંડાળાં ઊપસી આવ્યાં. તેણે એક હાથ રામલાલના ઘૂંટણ પર મૂક્યો અને પૂછ્યું, 'તેઓ શેના જેવી હોય છે ?'

'બહુ મોટી. કોઈ માણસ કરતાંય વધારે મોટી. કાળા પોશાકમાં હોય છે, એટલે અંધારામાં તો જોઈ શકાય જ નહીં. માત્ર તેમની લાલ આંખો કોલસાની માફક ચમક્યા કરે છે. અને તેમના પગ તો પાછલી બાજુ વળેલા હોય છે. ચુડેલને ઓળખી લેવાની આ સૌથી ખાતરીપૂર્વકની રીત છે – તેના પગ પાછલી બાજુએ વળેલા હોય છે.'

'પણ અંધારામાં હું કેવી રીતે તેમના પગ જોઈ શકીશ ?'

હવે રામલાલની આંખો મોટાં કાળાં કૂંડાળાં જેવી દેખાઈ. 'ના,' તેણે કહ્યું. 'તેમના પગ તરફ નીચે ના જોતી. જો તને અંધારામાં ચળકતી લાલ આંખો દેખાય તો તરત જ પાછી ફરીને દોડવા માંડજે. મને એક સ્ત્રીની ખબર છે, જેણે ચુડેલના પગ જોયા અને તે પથ્થર બની ગઈ. તે પૂનમની રાત્રે બાર વાગે ગરખલ તરફ નીચે ઊતરી રહી હતી અને રસ્તામાં તેને ચુડેલ મળી. જો તું મારી સાથે આવે તો હું તને રસ્તાની બાજુએ પડેલા પથ્થરને બતાવી શકું.'

'તમે બતાવશો ? બતાવશો ને ?' રાકા મોટેથી બોલી.

તેના પ્રત્યુત્તરમાં એકાએક શોરબકોર થઈ ગયો – જાણે કે કાળી ચુડેલો હૂ હૂ કરતી, સીટીઓ મારતી, હવાને ચીરતી અને છાપરાં પર ગર્જના કરતી એક ઝાપટમાં આવી પહોંચી : હકીકતમાં લંગૂરોનું એક ઝુંડ ઊતરી આવ્યું હતું : કાળાં અને સફેદ રંગવાળાં, રંગલા અને લૂંટારા જેવા, ધાંધલ-ધમાલ કરનારા, ફૂવડ જેવા અને કર્કશ અવાજ કરતાં લંગૂરોનું ઝુંડ. એકદમ જ દરેક ઝાડ તેમનાથી ભરાઈ ગયું – તેમની ચાબુક જેવી પૂંછડીઓ, હીરા જેવી આંખો, તેમના મહોરા જેવા ચહેરા અને કરોળિયા જેવા હાથ, કાળાં, ભૂખરાં અને રૂપેરી લંગૂરો. તેઓ દેવદારૂની ડાળીઓ પરથી ઝૂલીને જરદાળુનાં ઝાડ પર ગયાં, ત્યાંથી છાપરા પર અને લોખંડના વળવાળાં પતરાં પર કૂદાકૂદ કરવા લાગ્યાં. કઠેરાની ધારેધારે ચપળ પગલે દોડ્યાં, બારીઓમાંથી ઊતર્યા અને બારણામાંથી તો એકદમ છૂટતી ગોળીઓની જેમ અંદર કૂદ્યાં. રાકા અને રામલાલ હજુ તો તેમની વચ્ચે બૂમો પાડતા, તેમના હાથ દબાવતાં દોડી આવે ત્યાં તો તેમણે ફળોની શોધમાં જરદાળુનાં વૃક્ષોનાં પાંદડાં તોડી નાંખ્યાં, હાઇડ્રેંજિયાની ઝાડીને તો છિન્નવિછિન્ન કરી દીધી, રસોડામાં ઘૂસી ગયાં, અને દાંત બતાવતાં જે કોઈ તેમના માર્ગમાં આવે તેમની સામે દાંત કચકચાવતાં બટાકા ઉઠાવી લીધાં. લૂંટારા, ચોર; તેઓ ક્યારેય રંગલા જેવા થવાનું ભૂલ્યા નહીં અને જંગલ-સ્વપ્નનાં કસરતના દાવો તેમનાં પ્રેક્ષકોને બતાવી અચંબો પમાડી દેવાનુંય ભૂલ્યા નહીં.

પછી રામલાલ 'હમામ' આગળ દોડ્યો અને બાળવાની લાકડી વડે તેની બાજુ

પર ઠોકવા લાગ્યો – ટમ્-ટમ્-ટમ્-ટમ્; આ ચેતવણીનો અવાજ હતો. લંગૂરોના સ્વાભાવિકપણે જ દુશ્મનો બનેલા પેલા નાના ભરવાડના છોકરાઓ તરત જ પહાડીઓ પર હાથમાં પથ્થરો લઈને હાંફતાં હાંફતાં આ તોફાનમાં જોડાઈ જવા એકઠા થયા. તેમણે 'હર્...હર્... હર્...' એવી બૂમો પાડી, લંગૂરો એક ટોળીમાં ભેગાં થઈ ગયાં અને કૂદકે ને ભૂસકે છલાંગો મારતાં, પહાડીની નીચે તરફ તથા મૉલ આગળથી ખીણમાં ભાગી ગયાં. માત્ર એક પુષ્ટ માદા દરવાજા પાસેના દેવદારુમાં પાછળ રહી ગઈ; તેનું બચ્ચું તેના પેટને આંગળીઓથી સાવધાનીપૂર્વક પકડી વળગેલું હતું; તેનો ચહેરો વ્યગ્ર, ચિંતાગ્રસ્ત હતો. રામલાલે તેને ભગાડી દેવા એક પથ્થર ઉપાડ્યો, પણ જોયું તો રાકા તેના પૂરા જોરથી પોતાના હાથને પકડી કોઈ ચિંતાતુર વાંદરાની જેમ જ ઝૂલી રહી હતી.

'તેને જવા દો, છોડી દો', તેણે વિનંતી કરી.

'હર્, હર્ ! આપણાં વૃક્ષો તોડવા અને આપણાં બટાકા ચોરી જવા તેને છોડી દઉં – શા માટે ?' રામલાલ ઘૂરક્યો, પણ પથ્થર ફેંકી દીધો અને હાથ વડે તાળીઓ પાડતો બરાડ્યો 'ભાગ ચુડેલ, કાળી ભૂતડી, હબશી !' લંગૂરે તેના તરફ દાંતિયાં કાઢ્યાં, અને પછી ઝાડના થડ પરથી નીચે ઊતરી; પેટ હલાવતી, ધીરેધીરે કૂલા ઝુલાવતી, ઉપેક્ષાનો ભાવ પ્રકટ કરતી, તે આરામથી દરવાજા પર ચઢી અને પછી છલાંગ મારી જતી રહી; તેનું બચ્ચું હજી તેના પેટને વળગેલું હતું અને તેની મણકા જેવી ચમકતી આંખોથી આમતેમ જોઈ રહ્યું હતું.

લંગૂરોનાં આગમન અને વિસર્જનના શોરબકોર પછી પથ્થર જેવી શાંતિ ત્યાં છવાઈ ગઈ. નંદા કૌલ વરંડામાં પોતાના પગ પર ઊભી થઈ અને ટાઢાશથી બોલી, 'રામલાલ, તું હવે આપણા બગીચામાંથી પેલા ભરવાડના છોકરાઓને ચાલી જવાનું કહી દે.'

તેને જે બાબતનું સૌથી વધારે દુઃખ થયું હતું તે તો હતું રાકાનું રામલાલ પાછળ દોડવાનું અને તેના હાથ પર ઝૂલવાનું. રાકાએ તેની નાનીને આવવા કે લંગૂરોને જોવા એકવાર પણ બોલાવી નહોતી.

# 14

રાકાની મા તારાને બીજો આઘાત (બ્રેક ડાઉન) આવ્યો અને તેને જીનીવાના નર્સિંગ હોમમાં દાખલ કરી, તથા રાકાની નાની, આશા, બીજા એક પૌત્રની દુનિયામાં થયેલા સહીસલામત આગમનને વધાવી તારા પાસે સ્વિટ્ઝર્લૅન્ડ જવા ઊડી રહી હતી – આ માહિતી આપતો એક પત્ર તેઓને મળ્યો ત્યારે નંદા કૌલે તેના હોઠ ભીડ્યા, અરુચિકર ખરાબ લખાણ જેમાં હતું તે વાદળી કાગળો વાળ્યા અને તેના ખાનામાં સંતાડ્યા.

જો રાકા તેનાથી છૂપાં રહસ્યો રાખતી હોય તો પોતે પણ તેનાથી છૂપાં રહસ્યો રાખવા ઇચ્છ્યું.

પરંતુ તે પત્રે નંદા કૌલને પોતા પર રાકાની વધારે નિર્ભરતાની જાણ કરી દીધી. તે એ વિશે ચોક્કસ નહોતી કે તે તીવ્ર, વ્યંગાત્મક કે માત્ર ચીડભર્યું હતું કે રાકા પોતે તો પોતાની નિર્ભરતાથી પૂરેપૂરી અણજાણ રહી; તે તો ખરેખર જેવી સ્વતંત્ર અને એકાંતપ્રિય હતી તેવી જ રહી. કોતરના વાંસવન અને ખડકોની વચ્ચે તેને રઝળપાટ કરતી જોઈને તથા અશ્વફળને એક હાથમાંથી બીજા હાથમાં લયબદ્ધ ફેરવતી નિહાળી, નંદા કૌલને વિચાર આવ્યો કે (રાકા) તે કેટલી એકલવાયી છે તેની તેને જરાયે ખબર હતી કે કેમ; તે ક્યારેય પૂછતી નહીં કે ચિંતા વ્યક્ત કરતી નહીં કે તેનો કોઈ પત્ર આવ્યો છે ખરો, અથવા સમાચાર આવ્યા છે કે કેમ. એકલતા તેને ક્યારેય પરેશાન કરતી નહોતી. નંદા કૌલે આ એક જ બાળકને જોયું-જાણ્યું, જે પ્રેમ, દેખભાળ, બીજા બધાનાં ધ્યાનનું કેન્દ્ર બનવાથી દૂર જ રહેવાનું પસંદ કરતું અને બધાથી અલગ જ રહેતું. નંદા કૌલ જે બાળકોને ઓળખતી હતી તે બધાં તો કેવળ આવાં કેન્દ્રો જ બનવાનું ઇચ્છતાં હતાં : એકલી રાકાને જ એવી ઝંખના નહોતી.

તે દરરોજ રાત્રે પોતે જાતે જ પથારીમાં જતી અને ચૂપચાપ એકલી સૂઈ જતી; નંદા કૌલની જાણનાં કોઈ બાળકે આવું કર્યું નહોતું. નંદા કૌલ ખૂબ અક્કડ રહીને તેની ખુરસીમાં બેસતી, અત્યારે, 'ધ ટ્રાવેલ્સ ઑફ માર્કો પોલો' – એ પુસ્તકનાં પાનાં ફેરવતી, અને જ્યારે ઊભી થઈ બહાર જઈ તેના ખંડમાં જતી ત્યારે જાણે તેને નહીં જોવાનો દેખાવ કરતી. ખરેખર તો તેની ટેવ પોતાના મન પર ભાર જમાવતી, તેની પાછળ જવા પ્રેરતી, તેને પથારીમાં સૂઈ જવાનું કહી વાર્તા વાંચી સંભળાવવા માગતી

અને સુરક્ષાભરી ઊંઘમાં સુવાડી દેવા ઇચ્છતી. પણ તે ગઈ નહીં – તે ખુરસીમાં પાછી ફસડાઈ અને શાંતિથી બેઠી. તે નહીં જાય. પોતાને ફરીથી પરતંત્ર બનાવવા માટે તે 'કેરિગ્નાનો'માં આવી નહોતી. તે તો એકાંત માટે 'કેરિગ્નાનો'માં આવી હતી. એકલા રહેવું એ એનો હઠાગ્રહ હતો.

પછી તે પોતે પથારીમાં જાગતી પડી રહેતી. કોતરોમાંથી આવતાં પાગલ શિયાળવાંનું રુદન કે દેવદારુનાં ફળોનો છાપરા પરનો ખડખડાટ કે ઘુવડોનો ધીમો ઘૂ ઘૂ અવાજ તેને જાગતી રાખતાં હતાં એવું જરાયે નહોતું. અહીં આ ઘરમાં જ બાજુના ખંડમાં સૂતેલી, રાકાનો વિચાર તેને વ્યગ્ર કરી રહ્યો હતો.

એને 'કેરિગ્નાનો'માં આવવા માટે કોઈએ કહ્યું નહોતું, છતાં પણ તે ત્યાં હતી : બિન આમંત્રિત ઉંદર કે તમરાંની જેમ તે અહીં શાંતિથી, સહજરીતે ગોઠવાઈ ગઈ હતી.

નંદા કૌલ પોતે તેની આંગળીઓને છાતી પર થપેડી ઊંડા વિચારમાં પડી, મનોમન પ્રશ્ન કર્યો, શું તે એક દિવસ 'કેરિગ્નાનો'ને પોતે જ સ્વીકારી લેશે ? શું તેણે એ રાકા પર જ છોડી દેવું જોઈએ ? 'કેરિગ્નાનો' કોઈ બીજાનું થઈ શકે નહીં, કોઈ બીજા માટે તેનો કોઈ અર્થ નહોતો, એ નિઃસંદેહ બાબત હતી. રાકા એકલી જ 'કેરિગ્નાનો'ને સમજી હતી અને 'કેરિગ્નાનો' શેને માટે છે તે તે જ જાણી શકી હતી – નંદા કૌલને પણ ખબર પડી હતી કે તે એકલી જ તેનું મૂલ્ય સમજી હતી.

તેણે એક વસિયતનામું તૈયાર કરવાનું વિચાર્યું. વિચાર હતો તો અરુચિકર – તેને માટે તેણે કોઈ વકીલની સલાહ લેવી પડે અને તે તો કોઈને અહીં બોલાવવા ઇચ્છતી નહોતી.

કોઈ અહીંથી જાય તેવું પણ તે ઇચ્છતી નહોતી – નિશ્ચિતપણે, રાકા પણ ના જાય.

•

# 15

આખી બપોર જોરદાર પવન દેવદારુનાં વૃક્ષોમાંથી વહ્યા કર્યો અને તેની ડાળીઓ તથા ફળોને વિખેરતો રહ્યો. ટેકરા પર ઊંચે રાકા તેનાં ઘૂંટણોને વળગીને બેઠી હતી, અને લાંબી પૂંછડી તથા ગુલાબી કાંઠલાવાળા પોપટોને જોતી હતી. પોપટો ફળોને પકડી તેમાંથી તેનો મીઠો ગલ બહાર કાઢી રહ્યાં હતાં, પણ જ્યારે પવન તે પાંદડાં અને ફળોને અથડાતો અને તેમને ઘસડી જતો ત્યારે પોપટો બેબાકળી ચીસો પાડી તે છોડી દેતા અને પવન, તે બધું ટેકરીની નીચે ઘસડી જતો. નાનાં સફેદ પતંગિયાં પવનને કારણે કાગળના ટુકડાની માફક બળેલા સૂકા ઘાસ પર ઊડી રહ્યાં હતાં, પણ યુગલ છૂટું પડતું નહોતું, તેઓ હંમેશાં એકબીજાને ફરીથી શોધી જ લેતાં અને બબ્બેની જોડીમાં સાથે જ ઊડી જતાં.

બપોરના આરામ પછી નંદા કૌલ જ્યારે બગીચામાં બહાર આવી અને રાકાને ચા માટે બોલાવી ત્યારે ક્ષિતિજમાં પથરાયેલી રાખોડી ઝાંય સફેદ અને ભૂખરા પીંડોમાં જામી ગઈ હતી, અને પવન તેમને સીમલાની પહાડીઓમાં નીચે ને નીચે ઘસડી જતો હતો. તે બન્ને આ જોતાં સાથે ઊભા રહ્યા.

‘ઉત્તરમાંથી આવી રહેલું આ તોફાન છે. કેવી આશ્ચર્યભરી વાત ! વર્ષના આ સમયે ! અમારે અહીં જૂન મહિનામાં દક્ષિણમાંથી ધૂળની ડમરીઓ ઊડતી આવે છે અને તેમની પાછળ આવે છે ચોમાસું. સામાન્ય રીતે વર્ષના પાછળના ભાગમાં અમારે ત્યાં ઉત્તરના પવનો વાય છે’, વૃદ્ધ સ્ત્રી વિચારી રહી હતી. પવન એની સાડીમાં ઝુડાઈ રહ્યો હતો અને તેના વળો એકબીજા સાથે અથડાતા હતા, તેથી તે વરંડામાં પાછી ફરી.

ચા પીતાંપીતાં તેમણે ઠંડીથી ભારેખમ, સૂજેલા વાદળાંઓને આકાશમાંથી નીચે પડતાં જોયાં. જાણે કોઈ મોટું ધ્રુવપ્રદેશનું રીંછ કૂદકા ભરતું, પહાડીઓ પર જલદીથી ચઢતું, તેના સફેદ રેષાઓને પહાડીની બાજુઓ પર ઘસતું અને દેવદારૂને ઢાંકી દેતું જાણે છાપરાંઓ પર એ રેષાઓને જમા કરતું ન હોય ! પછી તો તે તોફાન તેમના સુધી આવી પહોંચ્યું અને તે સાથે વરસાદ પડ્યો.

કેવો વરસાદ ! ઘર હાલી ઊઠ્યું, છાપરું કડાકા કરવા લાગ્યું અને મોટાં વરસાદનાં

બિંદુઓ વાંકી ધારાઓમાં પડવા લાગ્યાં. તેઓ તેમની ચાની ટ્રે લઈને ઊઠ્યાં અને પાછા ડ્રોઇંગ રૂમમાં ગયાં. અહીં ઘણું અંધારું હતું, દીવો સળગાવ્યો. ખંડમાં ઉષ્માભર્યા ચમકતા એક આશ્રયસ્થાન જેવો દેખાવ થયો. વરસાદની ઝડીઓ પતરાંનાં છાપરા પર પડી કાન ફાડી નાંખે તેવી નગારાના જેવી ગર્જના કરવા લાગી. અલબત્ત, હવાની ઠંડક અને ભીનાશથી તે બન્ને તાજાં અને ઉલ્લસિત થયાં – બરફીલો પવન તેમના ચહેરા પર અથડાવા લાગ્યો.

રાકા શાંતિથી બેસી શકી નહીં. તે તો તેનું નાક બારીના કાચ સાથે ઘસતી બારીમાંથી દૃશ્ય જોવા ઊઠતી, અથવા જુદીજુદી વસ્તુઓને સ્પર્શ કરતી તે તે ખંડમાં જ ફરવા લાગી. સામાન્ય રીતે તે ઘરની કોઈ વસ્તુને અડતી નહોતી.

નંદા કૌલે લાપરવાહીથી એક પછી એક ચાના કપ ભરવા માંડ્યા અને પીવા લાગી. તેને પણ એક પ્રકારની બેચેની અને સાથે રાહતનો અનુભવ થયો.

'આપણું વહાણ પણ તૂટી જાય,' તે હસીને બોલી, જોકે આવી તેની ટેવ નહોતી, અને હાસ્ય પણ સખત અને ત્રૂટક હતું. 'પાણી, દરેક દિશામાં પાણી. કેવું તોફાન !'

પવને બારીના કાચ પર વરસાદની ધારા ફંગોળી. રાકા પાછી હઠી, આવી સ્ટૂલ પર બેઠી, નાની બુદ્ધની પ્રતિમા પર આંગળી ફેરવવા લાગી. ટેબલ પર મૂકેલી આ પ્રતિમા પર રહસ્યભર્યું હાસ્ય છવાયેલું હતું, અને શાંતિથી માળા ફેરવી રહી હતી.

નંદા કૌલે ઉઝરડાયેલી ગંદા નખવાળી કથ્થઈ આંગળીથી સુંવાળી તાંબાની પ્રતિમા પર હાથ પસરાવતી રાકાને જોઈ. 'તે ખૂબ સુંદર છે ને ?' તેણે એકદમ જ ઊંચા, સંગીતમય અવાજમાં આમ કહ્યું, પણ તે અવાજ જાણે તેનો પોતાનો હોય એવું લાગ્યું નહીં. 'તે છેક તિબેટથી આવેલી છે, તું જાણે છે ? મારા પિતા તે લાવ્યા હતા.'

પોતાનો હાથ દાઢી પર ગોઠવીને રાકા કંઈક અચંબાથી તેની પ્ર-નાની તરફ જોઈ રહી. તેની પ્ર-નાનીના પિતા કે બીજું કોઈ ક્યારેય તિબેટ ગયું હતું એવી વાત તેને કોઈએ કહી નહોતી. કદાચ તેઓએ કહ્યું હોય અને તેણે તે સાંભળ્યું ના હોય. તે તેની પસંદગીની વાતો જ સાંભળતી. પણ અત્યારે તેણે સાંભળ્યું.

'ખૂબ પહેલાંના સમયની વાત છે, જ્યારે ભાગ્યે જ કોઈ તિબેટ જવાના પ્રયાસનો પણ વિચાર કરતું. કેવળ સરકાર જ આવા પ્રવાસનું આયોજન કરી શકતી અને તે પણ ખૂબ બધી લશ્કરી સહાયથી થતું. અલબત્ત, વેપારીઓ, વિશ્વભરમાં ખૂબ જ મૂલ્યવાન એવી સુગંધવાળી કસ્તુરીને માટે મોટે ભાગે જતા. પણ તેઓ તેમની સાથે બીજી પણ વસ્તુઓ લાવતા : પિરોજા, સોનું, ચાંદી, કોતરેલી મૂર્તિઓ અને જરીકામનું કાપડ. પણ મારા પિતા સરકારી ઑફિસરે નહોતા કે નહોતા એક વેપારી. તે તો કુતૂહલવશ એક સંશોધક તરીકે ગયા હતા.' તેણે થોડા ગભરાટમાં તેની લાંબી, સુંદર આંગળીઓના ટેરવાં એકબીજા સાથે ઘસ્યાં; તે વાત કરતી કરતી, રાકા તરફ નહીં, પણ નાનકડી શાંત બુદ્ધની પ્રતિમા તરફ નજર નાખ્યા કરતી હતી. 'અલબત્ત, અમે ઉનાળો તો કાશ્મીરમાં જ ગાળ્યો હતો. ઉનાળાને અંતે, પાનખરની શરૂઆતમાં તે અમને તેમની સાથે છેક

દૂર ઝોઝી-લા-પાસ સુધી લઈ ગયા હતા. એ સમયે બધી વાડીઓ તેમના પાનખરના રંગોમાં હતી – સિંદૂરિયો રંગ, લાલ રંગ અને ગેરુઆ રંગ. એ વાડીઓને અને કોતરણીવાળાં ઘરોથી ભરેલાં નાનાં ગામડાંઓને પાછળ મૂકી અમે અખરોટ અને મેપલ, સીકેમોર (અંજીર) અને ચેસ્ટનટનાં જંગલોમાં પહોંચ્યાં અને પછી દેવદારુ તથા બર્ચના પટ્ટામાં થઈ ઉજ્જડ ખડકો અને તેના પરના બરફ સુધી ગયાં. એમ લાગતું હતું કે અમે તેમની સાથે જાણે સ્વર્ગમાં વિહરી રહ્યાં છીએ. પણ એક સવારે, જ્યારે અમે એક ઘાસના મેદાનમાં લીલા બરફીલા પાણીની નદીને કિનારે તંબૂ તાણ્યો, (આ સ્થળ પર કોઈનાં પગલાં પડ્યાં હોય એવું પ્રતીત થયું નહોતું) અને જ્યારે આકાશ ક્યારેય ન જોયું હોય એવું સ્વચ્છ, નિર્મલ હતું, ત્યારે તે ફર અને ચામડાંનાં વસ્ત્રો પહેરી તેમના ઘોડા સુલેમાન પર સવાર થઈ અમને પાછળ મૂકી પાસમાંથી પસાર થઈ ગયા.' તેનો અવાજ એકદમ ધીમો થઈ ગયો હોવાથી રાકાને સાંભળવા માટે ખૂબ કષ્ટ પડ્યું. એમ થયું કે જાણે તેનો અવાજ તદ્દન બંધ જ થઈ ગયો હતો, અને માત્ર બારીના કાચ પર અથડાતા, અને છાપરા પર નગારા જેવી ગર્જના કરતા વરસાદનો જ અવાજ થતો હતો.

પછી તેનો અવાજ વરસાદના અવાજ સાથે જોરથી જોડાયો. 'તે જ્યારે ઘોડા પર સવાર થયા ત્યારે તેમણે ઘૂંટણો સુધીનાં ચામડાંનાં જોડાં પહેર્યાં હતાં, તેમની ફરની ટોપીના કાન જેવા બે પડદા તો દૂર સુધી દેખાતા રહ્યા. તેમનો ભોટિયા કુળનો કૂતરો જેને અમે 'ડૅમન' કહેતા તે તેમની પાછળ પાછળ ગયો. તે બધાં બરફીલાં પાણીમાંથી પાર થયાં અને ટેકરાઓ પર અદૃશ્ય થયાં. અમે બધાં શ્રીનગર પાછાં ફર્યાં.

'તે દૂર દૂર તિબેટમાં હતા – ઓહ, વર્ષોનાં વર્ષો સુધી. તે માર્ગમાં ઘોડા પર સવાર થઈને અથવા પગે ચાલીને આગળ જતા ગયા. તેમનો માર્ગ ભયંકર કઠિન મુસ્તાગ પાસ અને અગિલ પાસ, તથા જોખમભરી બાલ્તોરો હિમનદીમાં થઈને જતો હતો.'

વરસાદ ધીમો પડ્યો તેમ તેનો અવાજ અસામાન્યપણે ઊંચો ચઢ્યો. 'તે સમગ્ર તિબેટમાં ઘૂમ્યા અને તેમને ચિત્રવિચિત્ર અનુભવો થયા. તેમણે વાઘથી ભરપૂર વાંસના જંગલોમાં રાત્રિઓ ગાળી, આ જંગલોમાં લોકો લીલા વાંસ બાળતાં, જેના જોડાણો એવા મોટા ધડાકાઓ સાથે ફૂટતા કે જેથી માઇલો સુધી જંગલી પશુઓ ડરી જતાં. તે તેમની વિખ્યાત તીરંદાજીની હરીફાઈઓમાં જોડાતા – તને ખબર છે ? તિબેટમાં એવા મશહૂર તીરંદાજો છે જે કોઈ કલ્પી ના શકે એટલા દૂરનાં અંતરો સુધી તેમનાં બાણ ફેંકી શકે છે. તે તેમની સાથે, જેની કસ્તૂરી વેપારીઓને ચાંદીના બદલામાં વેચાય છે તે, કસ્તૂરી મૃગના શિકારે જતા; કેટલીક વાર બાજ પક્ષીઓ સાથે, તો કેટલીક વાર ગધેડાં જેટલા મોટા કદનાં કૂતરાંઓની ટોળી સાથે જતાં. તું માની નહીં શકે કે તેમનાં સુગંધીદાર અત્તરો માટેની કસ્તૂરીની શોધમાં છેક પેરિસથી એજન્ટો આવે છે અને એક જ વખતે દસ લાખ ઔંસ ચાંદીનાં મૂલ્ય જેટલી કસ્તૂરી ખરીદી છે.

'પિતાએ એ લોકોને તેમની નદીઓમાંથી સોનું અને મીઠાનાં ઝરણાંમાંથી મીઠું

કાઢતાં જોયા. આ સૂકવી દેવાય છે અને પછી તેને કેકનો ઘાટ આપે છે, જેની કિંમત લગભગ સોનાના જેટલી જ હોય છે. હકીકતમાં 40થી 60 મીઠાની કેકમાંથી સોનાની એક ગટ્ટી ખરીદી શકાતી. પછી ત્યાં લોકોને ઘરેણાં ખૂબ ગમે છે – પિરોજા, પરવાળાં, ચાંદી અને સોનું. જેમ સ્ત્રીઓ આવાં ઘરેણાંથી લદાયેલી હોય છે તેમ પુરુષો એરમીની અને સેબલ જેવાં ફર પહેરે છે.

'કેટલીક જગ્યાઓએ લવિંગનાં ઝાડ હતાં; પિતાજી કહેતા કે આ ઝાડ લૉરેલની ઝાડી જેવાં હતાં, ક્યાંક વળી તજનાં વૃક્ષો હતાં. જમીનમાં લાંબા સળિયા કે ખીલા ખોસીને તે લોકો નદીના કિનારે મગરોનો શિકાર કરતાં; મગરો પેલા ખીલા પર ચાલતા અને તેથી જીવતા જ તેઓ કપાઈ જતા. તેમના શરીરમાંથી મળેલો પિત્તરસ ગાંડા કૂતરાના કરડવા પરની દવા બનાવવામાં તેમજ ગૂમડાં અને ફોલ્લાની દવામાં વપરાતો; તેમનું માંસ ખાવામાં આવતું. ઓહ, તેમણે પણ તે ખાધું હતું અને તે લોકોની સાથે ગરમ ચોખાનો દારૂ પણ પીધો હતો.

તેમણે કાપેલી પૂંછડીવાળા તિબેટના ઘોડા ખરીદ્યા, અને તેના પર સવાર થતી વખતે સ્ટરપ્સ પૂરતા લાંબા રાખવામાં આવતા, જેથી ઘોડાની પીઠ પરથી ઊભા રહીને તે બાણ છોડી શકતા. આખા તિબેટમાં ઘોડેસવારીની ઘણી નામના હતી અને તે પછી શિકારની પ્રશંસા થતી. નસીબજોગે તે બન્નેમાં સારી કુશળતા ધરાવતા હતા.

'ને લ્હાસા ગયા, ત્યાં પોટાલા જોયું. તેમણે પટલેખ, કાંસાની વસ્તુઓ, ગાલીચા વગેરે ભેગું કર્યું...' તે તેની મોટી આંગળીથી બુદ્ધની શાંત પ્રતિમાને સ્પર્શી.... 'અને ત્યાં તે અદ્દ્ભુત અને વિચિત્ર પ્રકારનાં લામાઓ અને જાદુગરોને મળ્યા...'

તેના હાથના પ્યાલામાં દાઢી ગોઠવીને રાકા, વરસાદની વાતને તો હવે ભૂલી જઈને તેની પ્ર-નાનીની વાતો ખૂબ શાંતિ અને ધ્યાનથી સાંભળી રહી હતી.

'જાદુગરો પાસે અદ્દ્ભુત શક્તિઓ હતી. તેઓ જાદુ બતાવતા હતા : તેઓ મૂર્તિઓને બોલતી કરી શકતા, દિવસને રાતમાં ફેરવી શકતા...'

'કેવી રીતે ?' રાકા પ્રશ્નને બદલે આશ્ચર્ય અને વ્યગ્રતાના ભાવ સાથે બોલી ઊઠી.

'કેવી રીતે ? એ તો હું તને કેવી રીતે કહી શકું ? તે પણ એ તો સમજાવી શક્યા નહોતા. પણ તેમણે અમને કહ્યું કે બપોરે અંધારું થઈ જતું, સૂર્ય અદશ્ય થતો, પૃથ્વી પર વિશાળ પડછાયો પડતાં પંખીઓ અને પ્રાણીઓ શાંત થઈ જતાં. જ્યારે જાદુગર તેનો હાથ ઊંચો કરી કંઈક જાદુભર્યા શબ્દો-મંત્રો ઉચ્ચારતો ત્યારે અંધારું હટી જતું.

'એનાથી પણ વધારે અચંબો પમાડે એવી વાત તો એ હતી કે તેઓ સ્વચ્છ સૂર્યપ્રકાશવાળા દિવસે આંધી તોફાન ચઢાવી દેતા. એકાએક એવો જોરદાર પવન વહેવા લાગતો કે તેના ખીલાઓ સાથે તંબૂઓ બહાર ખેંચાઈ આવતા અને ઘોડાનાં દોરડાં તૂટી જતાં; વાદળાંના ગડગડાટ વચ્ચે વીજળી ચમકવા લાગી જતી. આ બધું જાદુગરો માટે તો એક રમત હતી, તેથી વિશેષ કશું નહીં, પણ લોકો તો ભયના માર્યા દંડવત્

બનીને નીચે પડતાં અને પ્રાર્થના કરતાં. તું જાણે છે ? મારા પિતાએ આ બધું જોયું હતું અને તેના વિશે તે અમને વાતો કરતા...'

'તેમણે એ વિશે કોઈ ચોપડી લખી હતી ?'

'ચોપડી ?' તે હસી. 'અરે, ના, ના, તે કંઈ શિક્ષણક્ષેત્ર સાથે જોડાયેલા નહોતા – મારા પતિની જેમ. તે તો એક સંશોધક હતા. તે પ્રવાસો કરતા, શિકાર કરતા, અદ્ભુત વસ્તુઓ એકઠી કરતા, જે વસ્તુઓ તે છેવટે અમારે માટે ઘરે લાવતા.' નંદા કૌલે 'કૅરિગ્નાનો'ની ખાલી ખાલી દીવાલો તરફ જોયું. 'એ દુ:ખની વાત છે કે તેમની સંપત્તિમાંથી મારી પાસે કશું જ નથી, અથવા ખૂબ થોડું છે. અમે એક વિશાળ પરિવારના હતા – બધાં વિખરાઈ ગયાં છીએ. મારો એક ભાઈ મોરિશિયસ ગયો, તું આ જાણે છે, બીજો સીલોન ગયો અને મારી બહેનો તો બધી ઘણો સંગ્રહ કરનારી હતી – તેમનાં ઘરોમાં તને 'તનખા', માનવીના કૂલાના હાડકામાંથી બનાવેલી તુરાઈઓ (trumpet) ગાલીચા અને ફરમાંથી બનાવેલાં વસ્ત્રો જોવા મળે. મેં જે કંઈ રાખ્યું છે તે આ –'

બન્નેએ બુદ્ધની મૂર્તિ તરફ જોયું. આટલી બધી અદ્ભુત વસ્તુઓમાંથી આ એકલી જ બાકી રહી હતી : એ મૂર્તિ જાણે એવી રીતે જોતી હતી કે તેની આસપાસનો વિનાશ ધૂળથી પણ નગણ્ય હતો.

# 16

નંદા કૌલે બોલવાનું ચાલુ રાખ્યું, તેણે તેનો અવાજ છાપરા પર પડતાં વરસાદના નગારા જેવા અવાજથી, અને શિકારીના ભૂંગળાની જેમ વરસાદ પછી પહાડીઓમાં પડઘાતાં વાદળોના ગર્જનથી પણ ઊંચો કર્યો.

'મેદાનોમાં મારું જે ઘર હતું તે ખીચોખીચ ભરેલું હતું – મારાં માતાપિતાની વસ્તુઓ, મારા પતિની અને તેનાં કુટુંબની વસ્તુઓ. પિતાએ જ્યારે રાજદૂત સાથે તે ઈરાનમાં હતા ત્યારે ખરીદેલા પર્શિયન ગાલીચા હતા. માતાએ વેનિસમાં ખરીદ્યો હતો તે અરીસો હતો. મારા પતિએ સંગ્રહિત કરેલાં મોગલ લઘુચિત્રો હતાં.' પોતાની આંખો અંજાઈ ગઈ હોય એ રીતે તેણે ઢાંકી દીધી અને તેનું માથું નીચું નમાવી દીધું.

સફેદ વાદળો અને વીજળીના પ્રકાશને વીખેરી દેતા વરસાદનો પીછો કરતું ગર્જન છાપરા પર થયું અને દૂર ચાલી ગયું.

'રાકા, તે બધું ઘણું જ હતું. હું પોતે તો વસ્તુઓનો સંગ્રહ કરતી નથી. મારે તો એમાંથી મુક્ત થવું હતું. તેથી તેમાંનું કશુંય લીધા વિના હું તો 'કેરિગ્નાનો' આવી.'

'બધુંય પાછળ છોડી દીધું ?'

'ના, ના, મેં ઘર છોડી દીધું – તે તો અમારા પછી આવનાર ઉપકુલપતિને મળ્યું. ના, મેં એ બધું વહેંચી દીધું – તારી નાનીને, તેની બહેનને અને ભાઈઓને. મેં તો એમાંનું કશું જ વર્ષો થયાં જોયું નથી.' એણે ઝડપથી પોતાની વાત સમેટી લીધી, એ જોઈ શકી કે રાકા બેચેનીથી સ્ટૂલ પર આમતેમ થતી હતી, તેને સંપત્તિની વાતોમાં નહીં, પણ ઘટનાઓમાં રસ હતો. જાણે બાળકીને ચાહીને મુક્ત કરી દેતી હોય તેમ તેણે તેના હાથ ઉઘાડા કર્યા, અને જલદીથી ઊઠી બારી પાસે ગઈ. 'જો, વરસાદ ધીમો થઈ રહ્યો છે,' તેણે કહ્યું, અને રાકા કૂદીને તેની પાસે ગઈ.

'વરસાદથી નીચાં વળેલાં હાઈડ્રેન્જિયા તરફ તો જો,' નંદા કૌલે કહ્યું; તેનો અવાજ ફરીથી સહજ બન્યો, અને રાહત તેમજ આનંદથી ગોળ ફરી. 'જો, વરસાદથી તેઓનો રંગ કેવો નિખરી ઊઠ્યો છે ! તેઓ ફરીથી ભૂરા રંગના થઈ ગયાં છે.'

થોડી જ વારમાં બન્ને બહાર વરંડામાં ગયા, – જતાંજતાં નંદા કૌલે 'ધ ટ્રાવેલ્સ ઑફ માર્કો પોલો.' ઉપાડી લીધી અને બુકશૅલ્ફમાં પાછી સરકાવી – વરંડામાંથી તેમણે

એકદમ ધોવાઈને સ્વચ્છ બનેલા સૂર્યપ્રકાશમાં છેલ્લાં વરસાદનાં બુંદોને ત્રાંસી ધારામાં પડતાં જોયાં.

તોફાન શમી ગયું હતું. વાદળાં અદશ્ય થયાં હતાં – એક ગુચ્છ બીજા ગુચ્છમાં સમાઈ જઈ છેવટે આકાશમાં વિલીન થઈ ગયાં; એક સુંદર સાંજ, નિર્મળ અને અનન્ય એવી, નજર સમક્ષ ઊઘડી; ટેકરીઓ એકદમ તાજી, ભીની, ગીચ વનરાજીવાળી દેખાઈ, જાણે કે રંગની ટ્યૂબમાંથી વાદળી અને લીલાં ગૂંછળાં ચીતરી દેવામાં ન આવ્યાં હોય ! દૂર ઉત્તરમાં ખડકોના ડાઘાવાળી બરફાચ્છાદિત પહાડીઓ ચમકી ઊઠી. દક્ષિણમાં સેંકડો માઈલો સુધી મેદાન દશ્યમાન બન્યું, જેમાં ઝરણાંની રેખાઓ અને વરસાદથી બનેલાં ચળકતાં ખાબોચિયાંનાં ટપકાં દેખાતાં હતાં.

બગીચામાં ગયા પછી નંદા કૌલે, ન સમજાય તે રીતે બદલાઈ ગયેલ, સ્મૃતિઓથી ભારે થયેલા અવાજે કહ્યું, 'કેવું વિસ્મયભર્યું ! રાકા, મને યાદ આવ્યું કે જ્યારે તારી મા એક નાની કિશોરી તરીકે આ સ્થળે મુલાકાતે આવી હતી ત્યારે 'વરસાદના દિવસો એટલે લિલી (ફૂલો)ના દિવસો ! વરસાદના દિવસો એટલે લિલી ફૂલોના દિવસો !' એમ ગાયા કરતી !

'લિલીના દિવસો ?' થોડું મૂંઝાઈને રાકાએ પૂછ્યું. તેથી તે શું કહેવા માગતી હતી ?

'તને સમજાશે,' નંદા કૌલે કહ્યું, અને ખાનામાં વાળીને નાખેલા વાદળી કાગળના વિચારથી પોતાનું મોં વિચિત્ર રીતે મચકોડ્યું.

'ભાગ હવે, ચાલવા માટે જા તું,' તે કડકાઈથી બોલી.

# 17

બીજી સવારે રાકા જેવી ઊઠી કે તેને સમજાયું કે તેની મા એક કિશોરી રૂપે શું કહેવા માગતી હતી, અને તે બારી બહાર જોવા લાગી. પહેલાં તો તેણે કોઈએ મસળી નાખીને ગુલાબી રંગના ક્રેપ કાગળનાં પાનાં નિષ્કાળજીથી ટેકરી પર ફેંક્યા હોય – કદાચ ક્લબની બીજી અચંબાભરી પાર્ટી પછી – એવું ખોટી રીતે ધારી લીધું. એક ક્ષણ પછી તેને તેની પ્ર-નાનીના શબ્દો યાદ આવ્યા અને જોયું તો પહેલા વરસાદ પછી રાત્રે જ જંગલી ગુલાબી ઝેફિરેન્થિસનાં ઝુંડનાં ઝુંડ ઊગી નીકળ્યાં હતાં.

નાસ્તાના સમયે તેમણે આ લિલી ફૂલોથી ભરેલો જગ જોયો, જે રામલાલે ટેબલ પર મૂક્યો હતો. હજુ પણ ફૂલો પર વરસાદનાં ટીપાં હતાં અને તેમાંથી ભીની ધરતીની તીવ્ર વાસ આવતી હતી. એકદમ ગુલાબી રંગનાં આ ફૂલો જગના મોંમાં ખોસેલી લાલ રંગની ડાળીઓ પર ટટ્ટાર ઊભાં હતાં. કેસરી પરાગ ટેબલક્લૉથ પર વિખરાઈ હતી, જાણે કોઈ બાળકે ગુલાબી અને પીળાં ક્રેયોન રંગોથી ચિત્રકામ ન કર્યું હોય !

ટોસ્ટનો ટુકડો ચાવતાં ચાવતાં રાકાએ પૂછ્યું, 'મારી મા નાની હતી ત્યારે અહીં વારંવાર આવતી હતી ?'

'ના', નંદા કૌલે ધીમેથી જવાબ આપ્યો. 'વારંવાર નહીં. તારી નાની આનાથી વધારે જીવંત એવા સીમલા કે મસૂરી જેવાં સ્થળોએ મોટે ભાગે તેને લઈ જતી.'

'તેને અહીં ગમ્યું નહોતું ?'

'તારી માને ? હું ધારું છું કે તેને ગમતું હતું.' નંદા કૌલે સાવધાનીથી કહ્યું. તે એ વાતનો સ્વીકાર કરવા નહોતી માગતી કે પોતે ભાગ્યે જ એક પૌત્રથી બીજા પૌત્ર વચ્ચેનો ભેદ કહી શકતી. રાકાની માના સંદર્ભે વરસાદ પછીના લિલી ફૂલોવાળી એક માત્ર ઘટના તેને યાદ હતી. રામલાલની જેમ તારા પણ ફૂલો ભેગાં કરવા જતી કે કેમ તે યાદ કરવાનો તેણે પ્રયાસ કર્યો, પણ કશું યાદ આવ્યું નહીં. તેને માત્ર એટલું જ યાદ આવ્યું કે તે વરસાદ પછી આનંદથી કિકિયારીઓ પાડતી ઘરની બહાર દોડી જતી.

'એક પત્ર આવ્યો હતો,' એકાએક રાકાએ કહ્યું અને ટોસ્ટના તડતડ઼ અવાજ સાથે બે ટુકડા કર્યા. 'તે એનો હતો ?'

'ના,' વૃદ્ધ પ્ર-નાનીએ, તેના સંકોચાયેલા અને ફીકા પડી ગયેલા ચહેરા સાથે કહ્યું. 'તે તારી નાનીએ લખેલો હતો.'

'તેમણે મારી મમા વિશે કશું જણાવ્યું છે ?' રાકાએ સાવધાનીપૂર્વક સહજ પૂછતી હોય એમ પૂછ્યું.

'તે ફરીથી માંદી થઈ છે,' નંદા કૌલને કૉફીનો કપ ખસેડતાં ખસેડતાં ટૂંકમાં જવાબ આપવો પડ્યો. 'જીનીવામાં તે ફરી એકવાર નર્સિંગ હોમમાં છે.'

પછી જે શાંતિ છવાઈ તે દરમ્યાન નંદા કૌલે બાળકોને આશ્વસિત કરવાની પોતાની નિષ્ફળતા પ્રત્યે ગુસ્સો કર્યો; બીજાની સ્થિતિમાં પોતાને મૂકવાની અને તે પ્રમાણે વ્યવહાર કરવાની પોતાની પૂરેપૂરી અક્ષમતા પ્રત્યે નારાજગી અનુભવી. તે સારી રીતે જાણતી હતી કે તરંગ અને પરીકથાઓનું બાળકોનાં જીવનમાં મહત્ત્વનું સ્થાન છે. તો પછી શા માટે તેણે બાળકીને સાચી વાત કહી ? કોણ સત્ય ઇચ્છતું હતું ? કોણ તેનો સામનો કરી શકતું હતું ? કોઈ નહીં. પોતે પણ નહીં. તો પછી રાકા કેવી રીતે કરે ?

પણ રાકા કશું જ વધારે બોલી નહીં. તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો, પણ સ્વસ્થ હતો. કદાચ જાણીજોઈને તે ઉદાસીનતા રાખી રહી હોય. આખરે, તેણે તો તેની માને લગભગ આખી જિંદગી માંદી જ જોઈ હતી : રહસ્યમય માંદગી, મોટે ભાગે પથારીમાં, પેલા લિલી ફૂલોની માફક ભીના, વાસવાળા, ઢીલા ગુલાબી બ્લેન્કેટને ઓઢીને સૂતી હોય. તેને માટે તેથી આ કોઈ નવો આઘાત નહોતો. જ્યારે તે ઊઠી અને બોલી, 'નાની, હવે હું બહાર જઈશ.' ત્યારે તેના અવાજમાં નંદા કૌલને કોઈ ભાવ કે લાગણીનો અભાવ જણાયો.

વૃદ્ધ પ્ર-નાનીએ કંઈક રાહત અને કંઈક નિરાશાભર્યા ભાવ સાથે માથું હલાવ્યું.

# 18

જાણે બંદૂકમાંથી ગોળી છૂટી હોય એ રીતે રાકા ઘરમાંથી ભાગી. તે પહાડી પરનાં બળેલાં ઘર તરફ જતી હતી – તે ત્યાં જશે જ, તે ત્યાં એકલી જ જશે, કોઈ તેને અટકાવી શકશે નહીં, અને કોઈ તેની સાથે પણ આવશે નહીં. તે અપર મૉલની ધારે ઝડપથી ચાલવા લાગી. તેના પંજા નીચેથી કાંકરા-પથરાની ઢીલી, નાનીનાની ઢગલીઓ પડવા લાગી, ગરોળીઓ સરકવા લાગી અને તમરાં ગુંજન કરવા લાગ્યાં. તે જંગલી ગુલાબની ફસાવી દે તેવી કાંટાળી ઝાડીઓમાંથી મથીને પસાર થઈ; તે કૌવચ અને તીક્ષ્ણ કરવતના દાંતા જેવી ડાળીઓવાળા વાંસની ધારેથી નીકળી અને દરેક સ્થળે લહેરાતા તેમજ પથ્થરોમાંથી ચમત્કારની જેમ ઊગી નીકળેલાં ગુલાબી ઝેફિરેન્થિસનાં ફૂલોનાં ઝુંડ ઉપરથી કૂદતી પહોંચી ગઈ. તે દિવસનો તેનો તે વિજય હતો.

તે જેની મુલાકાતે આવી હતી તે બળેલું ઘર પહાડની ટોચ પર હતું. તે ફક્ત નાની પથ્થરની કુટિરનું બળી ગયેલું કોચલું લાગતું હતું. વરંડાનું છાપરું તો તૂટેલું જ હતું અને પહાડી તરફ નીચું ઢળી ગયેલું હતું; ફરસ પરના પથ્થરોમાં તડો પડી હતી, જે સ્પષ્ટ નજરે દેખાતી હતી. સડેલા દરવાજા ઝૂલતા હતા અને બારીઓની ફ્રેમ વાંકી વળીને લટકતી હતી; રાખમાં તૂટેલા કાચની કરચો અને ટુકડા વિખરાયેલાં હતાં. નિસરણીઓ તો ગબડતાં ખડક જેવી અને નકામાં ઘાસથી ભરેલી હતી. તે તેના પર ચઢી અને બળેલા ખાલી ઓરડામાં ચૂપચાપ ઊભી રહીને દરરોજ નીચે તરફ ધસી રહેલા ઢળતાં છાપરાને જોઈ રહી; કોઈ વિસ્ફોટની રાહ જોતા ચહેરા પરના ભાવ જેવા તનાવના ભાવ સાથે તે ત્યાંની મર્મર અને રુગ્ણ ચૂપકીદી સાંભળવા લાગી.

ઉપરની ધારે, બીજા ટેકરા પર એક ઘર જેવું હતું, જેને માટે પથરાઓ ખરીદવામાં આવ્યા હતા અને તેના ઢગલા કરેલા હતા, પણ તે ઘર ક્યારેય બાંધવામાં આવ્યું નહોતું અને તેથી એ બધું પવનથી ખરી ગયેલાં પાંદડાં વિનાના દેવદારુની નીચે થપ્પાબંધ પડ્યું હતું અને કફનની જેમ લીલ પથરાઈ રહી હતી. એમ કહેવાતું હતું કે જમીનના માલિકો નાની કુટિરને બાળી નાખનાર જંગલની આગથી ભડકી ગયા હતા, અને તેથી તે ઘરને બાંધવાનું છોડી દીધું હતું. ક્યારેય કોઈ અહીં આવ્યું નહોતું, માત્ર રાકા આવી, અને કોયલો આવી જે અદૃશ્ય રહીને ગાયા જ કરતી હતી. 'કેરિગ્નાનો'માં નંદા કૌલનું

ધ્યાન ખેંચી બોલાવી રહેલાં આ બધાં કર્તવ્યનિષ્ઠ ઘરેલુ પંખીઓ નહોતાં. તે બધાં તો પાગલ પંખીઓ હતાં જે શોરબકોર મચાવી રાકાને એવી જગ્યાએ બોલાવતાં હતાં જ્યાં કોઈ અવાજ નહોતો, માત્ર ચુપકીદી હતી; જ્યાં પ્રકાશ નહોતો, માત્ર પડછાયો હતો, અને જ્યાં રાખની પથારીઓમાં હાડપિંજરો હતાં જેનાં પર શિયાળોનાં પગલાં અંધકારમાં ખીલી ઊઠતાં.

એક બળેલાં ઘર અને બીજાં વણચણ્યાં ઘરવાળી આ ધાર પરની અને બળી ગયેલાં દેવદારુ નીચેની આ પહાડી રાકાને ધસમસતાં સાગર-પ્રવાહના જોરથી પ્રભાવિત કરી ખેંચી રહી હતી, ઘસડી રહી હતી. આ વાતાવરણમાં કશુંક ગેરકાનૂની, અ-કળ રીતે ખરાબ એવું તત્ત્વ હતું જે રાકાને હચમચાવી દેતું. ગમેતેમ પણ વિનાશ અને વિફલતાનું દૃશ્ય તેને આકર્ષિત કરતું અને પ્રોત્સાહિત કરતું.

તેને પોતાની બાલ્યાવસ્થાના રુગ્ણતા, ઉદાસી, શરાબ, દવાઓ, દૂધ અને તનાવની ગંધવાળા શયનખંડો અને નર્સરીનું કોઈ આકર્ષણ નહોતું. એ જ પ્રમાણે તે જેમાં રહી હતી તે નગરોના બગીચા અને ક્લબોનું, જેમાં જોકે કોઈએ તેને પ્રવેશ નહોતો આપ્યો તેનું, તેને કોઈ આકર્ષણ નહોતું.

'કેરિગ્નાનો' પાસે ઘણુંબધું આપવાનું હતું – હા, બેરીની જેમ સહજતાથી તેનું માથું હલાવી તેણે તરત જ તે સ્વીકાર્યું હતું – તે ક્યારેય રહી હતી તેવાં સ્થળમાં તે સૌથી ઉત્તમ હતું. છતાં આ સ્થળની આધિપત્યભરી સાદગીમાં એવું કશુંક હતું જે તેને સંકુચિત, મર્યાદિત લાગ્યું. તે સુક્કાં ફળના જેવું શુષ્ક અને સ્વચ્છ હતું, પણ તે તો નાનકડા, સ્ફોટક, અધીર ગર્ભની જેમ તેના કોચલામાંથી ફૂટીને બહાર નીકળી ગઈ હતી.

કસૌલીની ઉજ્જડ, વિનષ્ટ, વંધ્ય જગ્યાઓ જ તેને ખેંચી જતી : ભૂખરા ખડકો, નીચે પડી રહેતાં પીળાં સર્પોવાળું કોતર અને ધૂળ તેમજ પથરામાંથી ઊગી જતાં વાંસવાળું કોતર, હાડપિંજર જેવા દેવદારુ પવનમાં ખડ્ખડ્ ગુંજતા તે દેવદારુનાં વૃક્ષો, પવનને સમતલ તેવી પહાડની ટોચ, સુરક્ષિત આરામદાયક સંસ્કૃત વિશ્વના ભાંગ્યાતૂટ્યા અવશેષો – આ બધાં જેમાં રાકાનો કોઈ અંશ નહોતો અને જેને માટે રાકાને કોઈ આસક્તિ નહોતી – તે બધાં તેને ખેંચી જતાં.

તે ઘરના કાળા, બળેલા કોચલામાં તે ઊભી રહી, જે ઘરને પછી તરતનું તોફાન જમીનદોસ્ત કરશે. ગરમીમાં જેમાં ફાટો પડી હતી અને વરસાદ પછી જે પ્રખર બની ગઈ હતી તેવા, પેલા કોતરથી નીચે જતાં, કથ્થઈ મેદાનો, અને જ્યાંથી દરમાં પડેલા પીગળેલાં સીસા જેવું લાગતું ચંદીગઢનું સરોવર દેખાતાં હતાં ત્યાં તે ઊભી રહી. તેણે ખૂબ ઊંચા કોઈ દેવદારુની જેમ પોતાને પોતાના પંજા પર ઊંચી કરી અને પોતાના બે હાથને ફેલાવી રાખ્યા, જ્યાં સુધી તેની આંગળીઓનાં ટેરવામાં પીળા પ્રકાશના ચમકારા ના થયા ત્યાં સુધી અને પોતાના હાથને તાપની લપેટમાં ન અનુભવી ત્યાં સુધી.

પછી તે મુક્ત થઈને પહાડીઓ તરફ, તેની ધાર તરફ દેવદારુમાં થઈ સળગતી

શાંતિમાં દોડવા લાગી.

'કૂ...કૂ...કૂ...' કોણ જાણે ક્યાંથી પેલાં જંગલી પાગલ પંખીઓ ગાવા લાગ્યાં.

પતરાના શેડમાંથી હાથમાં પતરાનો મગ લઈને બહાર આવતાં બળેલા ઘરના રખેવાળે તેને દોડતી જોઈ. તેને દોડતી જોઈ તે ગણગણ્યો, 'પાગલ છે, 'કેરિગ્નાનો'ની આ પાગલ છોકરી છે.'

# 19

ગુલાબી લિલીનાં ફૂલો હવે મુરઝાઈ ગયાં અને અદશ્ય થયાં. મેદાનોને પીળી ધૂળે ફરીથી ઢાંકી દીધાં હતાં. સૂર્યની ગરમીમાં ઘાસ સુકાઈ ગયું અને કસૌલીના ખડકો જાણે સળગી ઊઠ્યા. બધું જ ગરમી અને ચમકને કારણે કાં તો રંગ વિનાનું અથવા કાળું થઈ ગયું.

'લોકો કેટલીક વાર વિચારમાં પડી જાય છે,' નંદા કૌલે અસામાન્ય એવા ઊંચા અવાજમાં કહેવાનું શરૂ કર્યું, જેથી રાકાએ વિચિત્ર પ્રકારની નારાજગી અનુભવી, 'કે મેં આવા સુક્કા, ધૂળિયા, ઉદાસ નાના સ્થળમાં શું જોયું છે ? એક બાળક તરીકે હું જ્યાં રહી હતી તે કાશ્મીર એટલું બધું ભિન્ન હતું, તને ખબર છે ?' તેણે રાકા તરફ જોયું નહીં પણ તેને સમજાયું કે છોકરીએ તેનો ચહેરો ઊંચો કર્યો હતો અને તે સાંભળવા લાગી હતી. 'પાણીને કારણે આ ભિન્નતા છે : ઝરણાંઓ-નદીઓને કિનારે પોપ્લરનાં વૃક્ષો, ઠંડા પથ્થરો પરથી ખળખળ વહી જતાં સફેદ ઝાંયવાળાં પાણી, સરોવરોમાં પડતાં વિલો વક્ષોના પડછાયા, નદીઓના કિનારા પર હારબંધ ઊભી રહેલી હાઉસ-બોટ અહીંતહીં સર્વત્ર પાણી જ પાણી. પાણી જ ત્યાંના લોકોના જીવન પર શાસન કરે છે.'

'તમે હાઉસબોટમાં રહેતાં હતાં ?' રાકાએ તેના કાન આગળથી ધૂળ ભરેલા વાળનાં ઝટિયાં ખસેડતાં પૂછ્યું. એના વાળ વધી રહ્યા હતા અને તેની ડોક પર ગરમ અને ભારે, જાડા લાગતા હતા.

'ના, ક્યારેય નહીં,' નંદા કૌલે સુઘડતાથી પેર ખાતાંખાતાં કહ્યું. 'હાઉસ-બોટ તો ફક્ત પ્રવાસીઓ માટે હોય છે. અમારું તો દાલ સરોવરના કિનારા પર વ્યવસ્થિત ઘર હતું. પણ અમે સરોવરમાં તો હળવી નાની હોડીઓ – શિકારાઓમાં જ સહેલ કરતા; ચાર-પાંચ વર્ષનાં બાળકો પણ શિકારાઓને હંકારી શકે. હા, ઉનાળામાં અમે એક હાઉસબોટ લેતાં. જ્યારે અમારાં સગાંસ્નેહીઓ લખનૌ અને અલ્હાબાદથી આવતાં ત્યારે અમે એક, ક્યારેક વળી બે હાઉસબોટ ભાડે રાખતાં, અને તેને નગિના સરોવર સુધી લઈ જતાં. દાલ કરતાં પણ ત્યાં તો વળી બધું વધુ સુંદર લાગતું – પાણીની ધાર સુધી ફળનાં ખેતરો અને કેસરનાં ખેતરો આવી જતાં, અને વર્ષના એ સમયે ચેરી પણ પાકી જતી હતી. અમે સરોવરમાં માછલીઓ પકડતાં અને ખેતરો પાસેથી

પસાર થતાં ચેરી ચૂંટીચૂંટીને ખાતાં. પર્યટનો માટે અમે શિકારાઓમાં શાલિમાર કે નિશાત બગીચાઓ સુધી હંકારીને જતાં અને ફુવારા પાસેની લૉનમાં ચાનાં પાત્રો 'સામોવાર'માં ચા પીતાં. હું આગ્રહપૂર્વક કહી શકું કે તે કસૌલીથી એક જુદી જ દુનિયા હતી', તેણે તેની વાત થોડા દુઃખના સૂર સાથે સમાપ્ત કરી.

રાકાના શબ્દો આ દૃષ્ટિબિંદુની કાવ્યમયતાની ઝલક આપી શક્યા નહીં. તે એકદમ સીધા અને કઠોર લાગ્યા. તેણે પૂછ્યું, 'તો પછી તમે પાછા કાશ્મીર જવાને બદલે અહીં શા માટે આવ્યાં ?'

નંદા કૌલે સહજ જ માથું હલાવ્યું અને જાણે ગંભીર વિચારોનાં ક્ષેત્રમાં એકલી વિહરવા લાગી. 'કોઈ પાછું નથી જતું', આખરે તેણે કહ્યું. 'ના, કોઈ પાછું નથી જતું. હા, તે ફરીથી યુવાન બનવાનો જરૂર પ્રયત્ન કરે છે.'

'તમને એવું ગમે ખરું ?' રાકાએ તપાસ કરતી હોય તેમ પૂછ્યું, જોકે આ તેનો સ્વભાવ નહોતો, પણ એ તો નંદા કૌલે જ એને પ્રોત્સાહિત કરી હતી.

તેથી નંદા કૌલને જવાબ આપવો જ પડ્યો. હસતાંહસતાં તેણે કહ્યું, 'ના. ના મને નથી લાગતું કે મને એવું ગમે. મને એમ પણ નથી લાગતું કે મને એ સ્થિતિ સુરક્ષિત લાગે.'

'પણ તમે કાશ્મીરમાં તો કેવો સુંદર સમય વ્યતીત કર્યો હતો !'

'હા, હા' ઘરડી પ્ર-નાનીની આંખો ચમકી. 'કેવો ભવ્ય સમય હતો એ. તું જાણે છે – ત્યાં એક ઝરણું હતું – અમારા ઘરની પાછળના એ ઝરણાંને કિનારેકિનારે પોપ્લર અને વિલો વૃક્ષોની હાર હતી, અને તેમાં બતકો અને હંસ તર્યા કરતાં. વર્ષાઋતુની પહેલાં તેનું પાણી છીછરું રહેતું, અમે પાણીમાં હરીફરી શકતાં, રમી શકતાં. વરસાદ વખતે ઝરણું ઊભરાઈ જતું અને ક્યારેક તો બગીચામાં ઊભરાઈને આવતું જેથી ઘરનું પાછલું બારણું જાણે સરોવર કાંઠે ખૂલતું. મોટેરાં ચિંતિત બની બૂમો પાડતાં, બાળકો છબછબિયાં કરતાં અને હસી-મજાક કરતાં પાણી ઉછાળતાં.

'ઘરની ચારે તરફ બગીચો હતો. મોટે બાગે સફરજનનાં ઝાડ હતાં, પણ મારા પિતાને પ્રયોગો કરવાનો શોખ હતો – આ એમનો બીજો એક શોખ હતો, ફક્ત હું શોખ શબ્દ વાપરતાં અચકાઉ છું, કારણ કે એમની રુચિ ઘણી તીવ્ર હતી અને પરિણામો પણ ખૂબ સફળ આવતાં. દાખલા તરીકે એમણે એક પીચ પર પ્લમની કલમ કરી અને પરિણામે ખૂબ વિચિત્ર છતાં આનંદદાયક ફળ મળ્યું હતું, જેની છાલ પીચના જેવી રેસાવાળી હતી, પણ એક બટકું ભરો તો તમને પ્લમનો સ્વાદ મળતો.

'ત્યાં બદામનાં વૃક્ષો હતાં, જેનાં પરથી અમે તાજી લીલી, દૂધવાળી બદામો જ ખાઈ જતાં; ભાગ્યે જ પાકી થવા દેતાં. મારી માને તેથી દુઃખ થતું – તેને સુક્કાં ફળ અને મેવાના ભરેલા થેલાઓનો સંગ્રહ કરી રાખવાનું ગમતું, જેથી અમારે આખું વર્ષ પૂરતાં થઈ રહે અને લખનૌ તથા અલ્લાહાબાદમાં રહેતાં અમારાં સગાં-સ્નેહીઓને પણ મોકલી શકાય. પણ અમને પાકી બદામો કરતાં લીલી બદામો વધારે ભાવતી. અલબત્ત,

કાચાં અખરોટ તો અમારામાંથી કોઈ ખાતું નહીં. અમારે ત્યાં માત્ર ત્રણ અખરોટનાં ઝાડ હતાં – તે કૂવા પાસે ઝુંડમાં ઊગેલાં હતાં, પણ દરેક ઝાડ એક ઘર જેટલું મોટું હતું – હા, દરેક ઝાડ 'કૅરિગ્નાનો' કરતાં વધારે મોટું, ડાળીઓ અને પાંદડાંનું એક ઘર અને અમને તેમાંથી થેલાઓ ભરીને અખરોટ મળતાં. સંગ્રહ કરવાનો એક ઓરડો ઘરમાં હતો, જેને મારી મા તાળું જ લગાવી રાખતી, પણ જો તે થોડીવાર માટે પણ એને ખુલ્લો રાખતી તો અમે અંદર સરકી જતાં અને થેલાઓની વચ્ચે બેસી બદામ, અખરોટ, પિસ્તા, ચિલગોજા વગેરે સૂકો મેવો ઇચ્છા હોય તેટલાં ખાઈ જતાં. ત્યાં બધી જ જાતની વસ્તુઓ હતી – ગુચ્છી-ગૂંછળા જેવાં સુક્કાં કાળાં મશરુમ, અને જરદાળુ તથા દ્રાક્ષ હતાં. કોઈ કહી શકે કે સંગ્રહનો ઓરડો એક ખજાનો હતો, નાનો ખજાનો. મારી માને જેની સૌથી વધુ આવશ્યકતા હતી બરાબર તેવો એ ખજાનો હતો. હું ધારું છું કે બગીચાનો અર્થ તેને મન પેલો ખજાનો પ્રદાન કરનાર એટલો હતો.

'પણ મારા પિતા માટે એવું નહોતું. રાકા, તે તો સાહસિક હતા, સાહસિક. તેમને ઘરમાં જ રહેવાનું જરાયે ગમતું નહોતું. જ્યારે તેમને કોઈ કાગળિયાંનું કામકાજ હોય – અને સામાન્ય રીતે તો તે કામ ઓવરસીઅરને જ સોંપી દેતા – ત્યારે પણ તે તેમનાં ટેબલ-ખુરસીને કૂવા પાસેનાં અખરોટનાં વૃક્ષોની હેઠળ ગોઠવાવતા. ત્યાંથી તે તેમની નજર તેમની જમીન-જાયદાદ પર રાખી શકતા, અને સાથે પોતે કેદમાં હોય એવું પણ અનુભવતા નહોતા. તેમને પ્રવાસ કરવામાં, સંશોધન કરવામાં જ સુખ મળતું. તેમની રુચિ એટલી તો વિશાળ હતી ! અને તે તેમનાં સંગ્રહોમાં પ્રતિબિંબિત થયેલી નજરે પડતી.

'તેમને ઘરમાં સૌથી વધારે શું ગમતું હતું તેની વાત હવે હું તને કહીશ,' બેચેન બની રહેલી, અને આ લંચને બહુ જ કંટાળો-થાક ચઢાવનાર અનુભવતી રાકા પર પોતાની આંખો ઢાળીને નંદા કૌલે કહ્યું.

હમણાં સુધી તેમણે તેમનું સહભોજન એક પ્રકારની ન સમજાય તેવી ઝડપથી લીધું હતું; દરેક જુદીજુદી દિશામાં એકલા જ ચાલી જવાને આતુર હતું. પણ હવે નંદા કૌલ બોલવાનું બંધ કરવા ઇચ્છુક ન લાગી, તેમજ રાકાને પણ પોતાની નજર બહાર જવા દેવાનું ન ઇચ્છ્યું. તેથી છોકરી જ તેની ખુરસી પર બરાબર ટટાર બેઠી – જાણે નાની માછલી કુદરતી હવા માટે તરફડતી ન હોય ! પણ ઘરડી સ્ત્રીએ તો તેને કાંટામાં ફસાવી હતી – એક તીક્ષ્ણ ચળકતા કાંટામાં – અને દોરીને સખત પકડી રાખી હતી. જેમ જેમ રાકા તેની અધીરાઈમાં દોરીને તોડી નાંખવાનું કરી રહી હતી તેમ તેમ વૃદ્ધ સ્ત્રી તેને જોરથી ખેંચી રાખતી હતી અને ન જવા દેવા ઇચ્છતી તેને પોતાભણી ખેંચતી. જ્યારે તેનો ઉત્સાહ ઓછો થતો ગયો ત્યારે તેણે તેના બે લાંબા હાથ ટેબલ પર મૂક્યા.

'તેમને તેમનું અંગત પ્રાણીસંગ્રહાલય હતું', તેણે ગંભીરતાથી કહેવા માંડ્યું, અને રાકાની નજર પોતા તરફ છે તે જોઈ સંતોષ અનુભવ્યો. રાકાની નજરમાં થોડી શંકા હતી, છતાં ત્યાં પેલી માછલીની રુચિનો ઝબકાર પણ હતો, જે માછલી ગલમાં ખાવાનું

જોઈ પાણીમાં ચક્કરો લગાવ્યા કરતી. 'અરે હા, હું તને કહેવાનું ભૂલી ગઈ કે તેમણે પશુઓનો પણ સંગ્રહ કર્યો હતો.' નંદા કૌલ રાહતની લાગણી પ્રકટ કરતી હસી પડી. 'અરે, અમારું કાશ્મીરનું ઘર તો પશુઓથી ભરેલું હતું – અજબગજબનાં પશુઓ હતાં. તેમની પાસે એક ખૂબ મોટું હિમાલયનું રીંછ હતું, જે તેમણે શિકારે નીકળેલા ત્યારે જંગલમાં એક બચ્ચા રૂપે જ મળ્યું હતું. બચ્ચું પછી મોટું ને મોટું જ થતું ગયું – મને જે યાદ છે તે તો વિશાળ કાયાવાળું જ યાદ છે – તેમાં પિંજરામાં પણ જાણે ના સમાય એટલા મોટા કદનું હતું; તેના શરીર પર સુક્કા વાળ હતા અને તેની કાળી છાતી પર સફેદ નાળની છાપ હતી. પણ મારા પિતા એને માટે કશું કરી શક્યા નહીં, કાશ્મીરમાં કોઈ પ્રાણીસંગ્રહાલય જ નહોતું જ્યાં તે તેને મૂકી આવે, અને તે તેને જંગલમાં પણ છુટ્ટું મૂકી આવી શક્યા નહીં. તને ખબર છે ? તે રીંછને પછી મનુષ્યોનો તો ભય જ રહ્યો નહોતો, અને તે ગામડાંઓમાં ખાવાના માટે રખડ્યા કરત અને લોકોને બીવડાવી દેત, કદાચ મારીને કચડી પણ નાખત. તેથી તે અમારા ઘરમાં જ પિંજરામાં, પાળેલા કિંગકોંગની જેમ રહ્યું.

'હંમેશાં પિંજરામાં જ ?'

'હા, મારા પિતા કેટલીક વાર તેને લાંબી લોખંડની સાંકળ સાથે બાંધીને બહાર નીકળતા; અલબત્ત તે તો તેમની જ હિંમત હતી; રીંછને જોઈને કૂતરાંઓ ઉશ્કેરાઈ જતાં. જ્યારેજ્યારે રીંછને બહાર કાઢવામાં આવતું ત્યારે કૂતરાંઓને ઉપરના માળે તાળાબંધીમાં પૂરી દેવાં પડતાં. તે બધાં શિકારી કૂતરાંઓ હતાં, મોટાં જંગલી અને બળવાન કૂતરાં; તેઓ રીંછને નજરે જોવાનું કે તેની વાસ આવવાનું જરાયે સહી શકતાં નહીં.'

'જો તમે કૂતરાંઓને અને રીંછને એકસાથે છૂટાં મૂક્યાં હોત તો શું થયું હોત', રાકાએ આંખો ઝીણી કરીને પૂછ્યું.

'અરે, તો તો કતલ થઈ જાત – કતલ થઈ ગઈ હોત', બાળકીના ચહેરા પરના ભાવથી નારાજ થયેલ નંદા કૌલે કહ્યું.

રીંછનો વિષય હવે પૂરો થતો લાગ્યો અને રાકાએ બહાર ભાગી જવાની તૈયારીમાં તેનો એક પગ ખુરસીની બહાર લટકાવ્યો, પણ તરત જ નંદા કૌલે દોરીને ફરીથી સખત ખેંચી.

'એ કોઈ રીતે ખૂબ ભયાનક કે દુર્ગંધવાળું પ્રાણી નહોતું. ઊલટું, અમારી પાસે ચિત્તાઓનું પાંજરું હતું, જેઓ આવા ભયાનક અને દુર્ગંધવાળા હતા; રીંછની માફક તેઓ ક્યારેય મનુષ્યોથી ટેવાયા નહીં. તે એમને તેમના ઓરડાની તરત બહાર નીચી જમીન પર રાખતા, જ્યારે કોઈ તેમની નજીક આવતું ત્યારે તેઓ થૂંકતા અને ઘૂરકવાનું શરૂ કરતા. તે પોતે પણ ચામડાંનાં હાથમોજાં વિના તેમને અડી શકતા નહીં. તેમને તે જાતે જ ખવડાવતા, તેમને માછલી બહુ ભાવતી, અમે તેમને માટે ઝરણાંમાંથી માછલીઓ પકડતાં, પણ અમે પોતે ક્યારેય તેમને ખવડાવવાની હિંમત કરી નહોતી

– તેઓના ખતરનાક પંજા એકદમ આગળ ધરવા લાગતા.

પરંતુ રાકાને પિંજરામાં પૂરેલાં પશુઓ માછલીઓ ગળી જતાં હોય તેવું ચિત્ર ગમ્યું હોય તેવું લાગ્યું નહીં. પ્ર-નાની આ ચિત્રથી બાળકીની આંખોમાં દેખાતું દુઃખ તરત જ પામી ગયાં, અને તેથી તેમણે એકદમ જ તેની જગ્યાએ બીજું ચિત્ર મૂક્યું. જોકે નંદા કૌલ આ રમત માટે નવીનવી હતી છતાં ધીરે ધીરે તે તેમાં હોશિયાર થતી જતી હતી; તેને લાગ્યું કે તેની પાસે છોકરીને રંગીન-રોમાંચક સ્લાઈડો બતાવવાની ક્ષમતા હતી. કોઈ વાર એક સ્લાઈડ ઊંધી દેખાતી તો કોઈવાર કેટલીક સ્લાઈડો બહુ જલદીથી પસાર થઈ જતી, પણ ક્યારેક કોઈ સ્લાઈડ સ્થિર, ચમકતી અને પકડી રાખનાર આવી જતી અને ત્યારે નંદા કૌલ ગર્વથી ટટ્ટાર બેસતી.

'હાં, પછી બગીચામાં મોર પણ હતા, રાકા, અને કદાચ માત્ર તેઓ જ અમારા પ્રાણીઓમાં પાળેલાં હતાં. તેઓ જ્યારે બગીચામાં જંગલી પશુઓની માફક ચીસો પાડતા ત્યારે કોઈ તેમને પાળેલાં પ્રાણીઓ તરીકે ઓળખી શકતું નહીં, પરંતુ જો તેઓ અમને ઉનાળાના દિવસો દરમિયાન અગાસીમાં અમારું ખાણું લેતાં જોતાં તો તેઓ દોડતાં અમારી પાસે આવતા, અને કોઈ ભૂખ્યાની જેમ અમારી પ્લેટોમાંથી ચોખા ચણવાનું શરૂ કરી દેતા. મારી માને આ ગમતું નહીં, કારણ તેઓ ઘણી પ્લેટો ફોડી નાંખતા, પણ અમને મોર સાથે અમારું ખાણું વહેંચીને ખાવામાં આનંદ આવતો', તે હસી પડી.

'રાકા, તને તો પૂંછડી વિનાના બંદરો બહુ સારા લાગે છે,' તેણે તેના હળવા અને સ્વપ્નીલ અવાજમાં જલદીથી કહ્યું, જોકે તેનાથી તે ટેવાયેલી નહોતી. અલબત્ત, તેઓ આખો દિવસ ઊંઘતાં અને જો તમારે તેમની સાથે ગેલ કરવી હોય તો આખી રાત જાગતાં રહેવું પડતું. તેઓ નાનાં બચ્ચાં જેવાં હતાં, જે તમારા હાથ કે ગળા પર વળગી જતાં હોય; અને જ્યારે તેઓ ઓરડામાં ધીમેધીમે ફરતાં હોય ત્યારે તેમની મોટી ગોળ આંખો અંધારામાં ચમકવા લાગતી.'

'ઓરડામાં ?'

'હા, મારા પિતાનાં બધાંય પશુઓ ઘરની અંદર રહેતાં હતાં. મને ચોક્કસ ખાતરી છે કે તે જેટલું અમારું ધ્યાન રાખતા તેટલું જ તેમનું રાખતા હતા. પેંગોલિનનું પણ એટલું જ રાખતા. તને તો કલ્પના પણ નહીં આવે કે હંમેશાં ગૂંછળું વળીને પોતાનાં કવચમાં પડી રહેતાં, આ સખત અને ખરબચડા પશુ માટે કોઈને આટલી લાગણી હોઈ શકે, પણ કોઈ રીતે મારા પિતાને એવી લાગણી હતી. તેમને તે બધું ગમતું – તે જે કંઈ અસાધારણ અને વિશિષ્ટ હોય તેને બહુ જ પસંદ કરતા હતા.

ટેબલ પર પડેલાં છરી-કાંટાને સ્પર્શ કરતી કરતી તે જ્યારે આમ ગણગણી રહી હતી ત્યારે તેની આંખો સ્વપ્નોનાં ભૂરાં વનમાં ઘૂમી રહી હતી. રાકા ગભરાઈ ઊઠી ત્યારે તેણે બારીમાંથી ટેકરા પર ચળકી રહેલા સૂર્યને જોયો; ચીસો પાડતાં, કૂદતા પોપટોને કારણે નીચે ઝૂકી ગયેલી દેવદારુની ડાળીઓ તરફ જોયું, અને તેને એકદમ ભાગી જવાની ઇચ્છા થઈ. રાકાને તેની પ્ર-નાનીનાં વાતોડિયાપણાનું આ નવું વલણ સમજાયું

નહીં. તે પ્ર-નાનીએ આજ દિન સુધી તેની સાથે વાત કરવાનુંય જરાયે પસંદ કર્યું નહોતું. અને તે તેની સાથે વાતો કરે એવું પણ ઇચ્છ્યું નહોતું. આજે અત્યારે તે જ પ્ર-નાની તેની વાતોને રોકી શકતી નહોતી.

પરંતુ તે એક ઝટકામાં અને થોડા અપરાધ-ભાવ સાથે અટકી ગઈ – જાણે કે તેણે અનિચ્છાએ કોઈ એક મર્યાદા ઓળંગી હોય અને પોતે જ પોતાના હેતુને સમજી ના શકી હોય ! જો રાકાએ ખાસ ધ્યાનથી જોયું હોત તો તેણે ઘરડા પીળા ચહેરામાં અને કરચલીઓની ગૂંચવણ ભરી ડિઝાઇનવાળા મુખ પર વિઘટનનું તોફાન જોયું હોત. પણ તેને તો તેની કશી પડી જ નહોતી. તે તો ભાગી જવા જ ઇચ્છતી હતી.

પછી બન્ને એક પ્રકારના રોષમાં એકબીજાથી છૂટાં પડ્યાં.

# 20

નંદા કૌલ જતું ન કરી શકી.

સંધ્યા સમયે તે બગીચામાં ઘૂમવા લાગી; કોઈ રેશમી સાપની માફક તેની સાડીની કોર સરસર કરતી પથ્થરો પર સરકવા લાગી. તેણે મૉલની ઉપર અને નીચે તેની નજર રાખ્યા કરી; ઘૂમતીફરતી આવતી, એક હાથમાંથી બીજા હાથમાં અશ્વફળને ફેરવ્યા કરતી, કંઈ ગુનગુન કરતી, હાંફતી રાકાને જોવાની તે રાહ જોવા લાગી.

પણ રાકાએ એવું નહોતું કર્યું. ઊલટું, તે તો કોતરની ટોચ પર એકાએક આવી પહોંચી; તે હાંફતી હતી, તેનું શરીર ધૂળિયું હતું અને ઉઝરડા પડેલા હતા. જ્યારે તેણે પોતાને પ્ર-નાની સાથે લગભગ અથડાતી જોઈ ત્યારે તેણે તેનો હોઠ કરડ્યો.

'મેં ક્યારેય એવું બાળક નથી જોયું જે રાકા – ચંદ્ર – થી ઓછું હોય,' નંદા કૌલે ખુશીથી મધુર હસવાનો પ્રયત્ન કર્યો હતો, પણ એથી તો રાકાનો ભાવ કઠોર બની ગયો. 'તું તો હંમેશાં નાચતી કૂદતી ચીજ છું; શું તું ચુપચાપ કશી ઝલમલ કર્યા વિના આવી જ ના શકે ?'

શંકાના ભાવ સાથે અને થોડી નારાજીથી રાકા પાછી હઠી ગઈ. પણ નંદા કૌલે તો એકદમ જલદીથી વાત કરવાની શરૂઆત કરી દીધી.

'આપણે અહીં જ રહીએ. હમણાં જ આપણે ઘુવડના અવાજ સાંભળીશું', નંદા કૌલે જ્યારે બાળકી તેની પાસે આવી પહોંચી ત્યારે તેને બાધ્ય કરતાં કહ્યું. બગીચામાં છાયા પથરાઈ ગઈ હતી, બધું સ્તબ્ધ હતું અને ટેકરીઓ પર અંધારું થયું હતું. લીલું ચળકતું આકાશ કાગડાઓથી ભરેલું હતું, જેઓ એકબીજાને કા-કા કહેતાં, આશ્રય સ્થાન શોધતાં ચક્કરો લગાવી રહ્યા હતા, પણ કોઈ કારણે રાત માટે ક્યાંક સ્થિર થવાને અશક્તિમાન હતા.

નંદા કૌલ પીઠ પર રાખેલા હાથને એવી રીતે દબાવી રહી હતી કે દરમિયાન તે રાકાની રુચિને અનુકૂળ કોઈ વિષય શોધી કાઢે. તેણે તેને કંટાળો કે મૂંઝવણને કારણે હાંકી કાઢવી જોઈએ નહીં. ગમે તેમ પણ તે રાકાના ત્યાંથી સરકી જવાનાને કોઈ પણ રીતે સહી શકી નહીં. જાણે કે રાકાની ઉદાસીનતા તેને પજવનાર હતી, તેને માટે પડકાર હતી – કોઈ સોનેરી માછલી દરેક વખતે તેનાથી બચીને નાસી જતી ના હોય !

એણે ફરીથી પોતાને જુસ્સાભેર વાતો કરતી જોઈ; અલબત્ત તેની વાણીમાં ચિંતાયુક્ત ચપળતા અને હળવાશ હતાં, અને તે રાકાને બે-સૂરીલું લાગ્યું.

'તને ખબર છે, મેં પણ મારાં સંતાનો માટે પશુઓ રાખ્યાં હતાં, તેમાં મેં એ યાદ રાખ્યું હતું કે એક બાળક તરીકે મેં પોતે પશુઓના સાથમાં કેટલો બધો આનંદ માણ્યો હતો', તે લાપરવાહીથી પોતાની જૂની યાદોમાં ખોવાઈ ગઈ. 'માત્ર કૂતરાઓ અને બિલાડીઓ જ નહીં, પણ વાંદરા જેવાં જાતજાતનાં પશુઓ હતાં. અમારી પાસે વાંદરાનું એક યુગલ હતું જેને અમે વરંડાના કઠેરા સાથે સાંકળથી બાંધી રાખતા, કારણ કે તેઓને છુટ્ટા મૂકી દેવા એ નુકસાનકારક હતું; તેઓ લંગૂર હતા – લંગૂર જેવા લાંબાલાંબા અવયવો અને કાળું મોં. કેટલી મજા આવતી હતી ! તમે એનું હૂપાહૂપ માઈલો દૂર સુધી સાંભળી શકો. તારા પ્ર-નાના કહેતા કે કૅમ્પસના બીજે છેડે આવેલી તેમની ઑફિસમાં એમનો શોર તે સાંભળી શકતા; એમના અવાજથી તેમનાં કામમાં વિઘ્ન તો પડતું હતું, પરંતુ તેમણે ક્યારેય એ સામે વાંધો ના ઉઠાવ્યો. તે જાણતા હતા કે અમે તેમનો સાથ માણતા હતા, તેથી તેમણે અમને તે લંગૂરો રાખવા દીધા. છોકરાંઓ તેમને સાઇકલની સવારી માટે પણ લઈ જતાં હતાં. અમારે ત્યાં ઘોડાઓ પણ હતા – તારા પ્ર-નાના તેમના પર સવારી કરીને ખુશ થતા હતા; તેમને લાગતું કે ઘોડેસવારી છોકરાંઓ માટે સારી હોય છે, તેથી ખર્ચની ચિંતા કરતા નહીં. તેમાંના કેટલાંક ઘોડા ખરેખર બહુ સારા હતા.'

તે, પોતાની પીઠ પાછળ રાખેલા હાથની આંગળીઓ વાળતી વાળતી બોલે જતી હતી; જો તેણે સહજ જ નજર નીચી ઢાળી હોત અને રાકાની આંખોમાં જોયું હોત તો તેમાં શંકાનો ભાવ જોઈને અટકી જાત – તે ધૂંધળી આંખોમાં વિશ્વાસનો અભાવ હતો, પરંતુ સહજપણે જ એને થયું કે તે રાકાની આંખો તરફ નજર જ ના નાખે. જ્યારે પોતે કાલ્પનિક તરંગો રચી રહી હતી ત્યારે તેણે પોતાની આંખો સખતાઈપૂર્વક રાકાથી દૂર જ રાખી; તે ઉપર પતંગિયાંઓથી ભરેલાં આાકશને જોતી રહી, જ્યાં કાગડાઓ પણ કા...કા... કરતાં, ચક્કરો લગાવતાં ઊડી રહ્યા હતા અને તેમનો અવાજ દૂરદૂર સુધી આવી રહ્યો હતો. તે ત્યાં સુધી આકાશ તરફ જોતી રહી, જ્યાં સુધી કાગડાઓ અંધારાને લીધે ચૂપ ના થયા, અને ઝાડ ઉપર બેસી ન ગયા, અને પછી તો ઘૂવડોએ ધીમેથી પ્રયોગની રીતે બોલવાનું શરૂ કરી દીધું.

'તારા પ્ર-નાનાને બાળકો સાથે ઘોડેસવારી કરવાની બહુ મજા આવતી. તે વખતે કૅમ્પસ ખુલ્લાં ખેતરોથી ઘેરાયેલો હતો અને કોઈ માઈલો સુધી ઘોડેસવારી કરી શકે, જો તે નહેરોની વચ્ચે થઈને ઘઉં, શેરડી અને રાઈનાં ખેતરોની વચ્ચેની પગથીઓ પરથી નીકળે તો.

'બાળકો માટે તેમણે બીજી એક વસ્તુ તૈયાર કરાવી અને તે બેડમિંગ્ટન કૉર્ટ હતો; અને અમે બધાં ઘણીવાર ચાંદનીમાં પણ ત્યાં રમતો રમતાં હતાં.'

જાણે કે તેની વાતને દૃષ્ટાંત પૂરું પાડવા અને સાચી ઠરાવવા, ચંદ્ર ઊગી આવ્યો.

એ તાંબા જેવો લાલ મોટો ચંદ્ર હતો જે સાંજને સમયે પરપોટાની જેમ ફૂલી મોટો થયો હતો, અને જે ઊંચીનીચી પહાડીઓ પર પૂરબહારમાં ચમકી રહ્યો હતો. એની ચાંદની ખીણો અને પહાડીઓ પર એવી તો છવાઈ ગઈ કે કસબાના અને ગામડાંઓના દીવા ધૂંધળા તેમ જ ફિક્કા પડી ગયા – જાણે તે બધાં પાણીની હેઠળ ન હોય ! નીચે ખાડામાં શિયાળોનું ટોળું નારાજગીથી ચંદ્ર તરફ અને એકબીજા તરફ ચીસો અને બૂમો પાડી રહ્યું હતું.

નિરાશ થઈને રાકાએ ચંદ્ર તરફથી મોં ફેરવી લીધું : એને એવું થયું કે જાણે આ એક બીજી જંગલની આગ છે.

ના સમજાય તે રીતે ધ્રૂજી રહેલી વૃદ્ધ પ્ર-નાનીનો અવાજ થરડાવા લાગ્યો, 'અમે માંગીએ તો તેમની પાસેથી કોઈપણ વસ્તુ અમને મળી જતી... કોઈ પણ વસ્તુ...'

પણ હવે રાકાએ દમ લીધો અને એક તરફ એ જોવા માટે તે ફરી કે રામલાલ એને આ અપ્રિય ઘનિષ્ઠતામાંથી છોડાવવા આવે છે કે નહીં. પણ તે આવ્યો નહીં. તેણે કશુંક કરવું પડશે. તેણે પોતે જ ફરીથી મુક્ત થવા કંઈ કરવું પડશે. જ્યારે બહારની વાસ્તવિકતા આટલી બધી આકર્ષક હતી ત્યારે તે તેની વૃદ્ધ પ્ર-નાનીની કાલ્પનિક દુનિયામાં બંધાઈ રહેવાનું સહન કરી શકી નહીં.

નિરાશ થઈને, ખૂબ ઝંખનાથી ઢોળાવની ધાર પરના બળેલા મકાન વિશે અને આગમાં બળી ગયેલાં પહાડના શિખર વિશે વિચારવા લાગી, જ્યાં દુર્ભાગ્યે દેવદારુના વૃક્ષોના સનૂસનૂ અવાજ અને પાગલ કોયલોના ભયભર્યા અવાજ સિવાય બધું જ શાંત હતું.

અને અહીં તે વૃદ્ધ પ્ર-નાનીના શબ્દો, સ્વપ્નો, વધુ શબ્દોમાં રુંધાતી, ગૂંગળાતી હતી. તેણે કંટાળાથી બગાસું ખાધું.

'તું થાકી ગઈ છું', નંદા કૌલે ઉદાસ થઈને કહ્યું.

# 21

રાકાએ તેને થાપ આપી દીધી હતી.

નંદા કૌલ એક બારીએથી બીજી બારીએ જતી હતી, અને ઉદાસીનતાથી વારાફરતી દરેક કાચમાંથી બપોરના પીળા રેશાદાર જથ્થાને જોતી હતી. તે સાચું હતું કે સામાન્ય ક્રમ પ્રમાણે આ સમય તે બન્ને સાથે ગાળતાં નહોતાં. નંદા કૌલ માટે આ આરામનો સમય હતો. તે જ પ્રમાણે રાકા માટે પણ. પરંતુ જ્યારે તેણે ગુપ્તપણે બારણાની તિરાડમાંથી નજર નાખી ત્યારે તેણે જોયું કે ઓરડો ખાલી હતો, પથારી સપાટ અને અસ્પૃષ્ટ હતી. તેને ખબર નહોતી કે શાંત નિદ્રાધીન બપોર સંશોધન માટેનો રાકાનો ઉત્તમ સમય હતો, કારણ કે રાકા ખાસ ધ્યાન રાખીને ચાના સમયે તો પાછી આવી જતી. પણ નંદા કૌલને તેની હમણાં, હમણાં જ જરૂર હતી. તેણે બાલીશતાથી મોં ચઢાવેલું હતું. જો કોઈ બીજી બાલ્યાવસ્થા અને એવી બાબતોમાં માનતું હોય તો તે કહી શકે કે નંદા કૌલ તેની બીજી બાલ્યાવસ્થાએ આવી ઊભી હતી. ખાલી, કશાની અપેક્ષામાં રહેલા, ઘરમાં તે ફરતી હતી ત્યારે તે બરાબર હતાશ થયેલા બાળક જેવી દેખાતી હતી, જે બાળક બીજાંઓનું નહીં અપાયેલું ધ્યાન પોતા તરફ ખેંચવા ઇચ્છતું હોય.

તે વખતે એક ચીસ ઘરના એક છેડેથી બીજા છેડાને ચીરતી રણકી ઊઠી. તે ટેલિફોનની ઘંટડી હતી.

તે ટેલિફોન પાસે જવા લાચાર હતી, કારણ કે જો તે એમ ના કરે તો ટેલિફોનનો ધારદાર તીણો અવાજ ઘરની શાંતિના ટુકડે ટુકડા કરી નાખે. તેણે અત્યંત કડવાશથી રિસીવર ઉપાડ્યું.

નિઃશંક, તે ઇલા દાસ હતી. વધારે ખરાબ શું હતું તે નંદા કૌલને નક્કી કરવું મુશ્કેલ બન્યું – ટેલિફોનનો કર્કશ અવાજ કે પહેલાંની નીરસ મિત્રના અવાજની ગાંડા કરી દે તેવી તીણી ચીસ ? પોતાનો હાથ કપાળ પર મૂકી નંદા કૌલે વિચાર્યું કે આ બે વચ્ચે પસંદગી કરવાનું કોઈને પણ માટે અઘરું હતું. તેના કપાળ પર ટેલિફોનની ચીસ અને તેના ભયથી પરસેવો થઈ ગયો હતો.

'શું મેં તને જગાડી દીધી, નંદા ? મને આશા છે કે એવું નહીં થયું હોય. જો એવું થયું હોય તો તે બહુ ખોટું કહેવાય,' ઇલા દાસ ગણગણી. 'પણ તને ખબર છે

કે મને ભાગ્યે જ ટેલિફોનની અનુકૂળતા મળે છે, તેથી જ્યારે મને તક મળે ત્યારે હું તે ઝડપી લઉં છું.'

'પણ તું અત્યારે છે ક્યાં ?' નંદા કૌલે થાકેલા અવાજે પૂછ્યું, અને ઢીંચણોના અથડાવામાંથી બચવા ખુરશી પર નીચી બેસી ગઈ.

'અનુમાન કર તો,' ઇલા દાસે ચીસ પાડી, 'પ્રયત્ન કર અને અનુમાન કર !'

'અરે, ઇલા, એની મને કેવી રીતે ખબર પડે ?'

'તું મને જોઈ શકે એમ છે, તને ખબર છે; તું તારા વરંડામાં બહાર જાય અને સીધી નજર નાંખે... હવે તું સમજી શકે છે ?'

'ના,' નંદા કૌલે ટૂંકો જવાબ આપ્યો.

'કેમ વળી, સનાવર, ડીઅર. હું મિસ રાઇટ સાથે લંચ લઈ રહી છું' તું અહીંના હોમ સાયન્સ ડિપાર્ટમેન્ટના વડા મિસ રાઇટને મળી છું ?'

'ના.'

'પણ તારે મળવું જોઈએ, તને આનંદ થશે, તેમનો સ્વભાવ ખૂબ આનંદી છે, મિસ રાઇટ –'

'ઇલા', નંદા કૌલે ઝડપથી તેને વચ્ચે જ ટોકી. 'તને ખબર છે કે મારી સાથે મારી પ્ર-પૌત્રી રહે છે. મારી આ ઉંમરે આટલું મારે માટે એકદમ પૂરતું છે.'

'અલબત્ત', કોઈ ઘવાયેલા કાગડાની જેમ ફફડતી ઇલા દાસે કિકિયારી કરી. 'હું એના વિશે ભૂલી ગઈ નથી, ડીઅર, પણ હું તને થોડો સમય એકલી જ છોડી દેવા ઇચ્છતી હતી અને તારી પ્ર-પૌત્રી પણ દરમિયાન સ્થિર થઈ જાય. હવે, ડીઅર, હું મારી ઇચ્છાને લાંબો સમય દબાવી રાખું તેમ નથી. મારે આવવું જ પડે અને તેને જોવી જ પડે. આશાની છોકરી, ખરું ને ?'

'આશાની પૌત્રી.'

'બરાબર, બરાબર, હું જરાયે ભૂલી ગઈ નથી. હવે હું એ સૂચન કરી રહી છું, ડીઅર...' અને પછી અવાજમાં કેટલીયે મુલાકાતો, સભાઓ, કામોની શ્રેણિ ચાલી, જેને સમજવાનો નંદા કૌલે જરાયે પ્રયાસ કર્યો નહીં. તેણે તેનું રિસીવર કાનથી દૂર ખસેડ્યું અને ચહેરો લૂછ્યો, અને તેણે આંખો પટપટાવી, તેમાંથી ભૂરી ઝાંયને દૂર કરવા પ્રયાસ કર્યો. તેણે પોતે પોતાને જ કહ્યું કે બપોરે આરામ લેવો જોઈતો હતો, ભલે પથારી ખૂબ ગરમ અને અસુવિધાજનક હતી તેમજ માખીઓનો ત્રાસ હતો. તેની ઉંમરે એ સ્પષ્ટ હતું કે જે બાળકી પોતાની સંભાળ રાખવામાં સ્વતંત્ર લાગતી હતી તેની પાછળપાછળ જવા કરતાં કલાકનો આરામ લેવો વધારે મહત્ત્વનું હતું.

તેણે ઇલા દાસની અંત વિનાની કચકચને વચમાંથી જ કાપી નાંખી એકદમ કહ્યું, 'ભલે તો, તું ચા માટે આવજે. તું ક્યારે આવી શકે ? આવતી કાલે ?'

'આવતી કાલે ? આવતી કાલે ?' ઇલા દાસે રાડ નાંખી. 'અરે, ના, ના, નંદા, ડીઅર... તને જરાયે ખ્યાલ નથી કે મારા દિવસો કેવી રીતે વ્યતીત થાય છે, કેટલા

ભરચક, કેટલા વ્યસ્ત, કેટલા અશક્ય – આવતી કાલે ! એમ તેં કહ્યું ?' તે ઉત્તેજિત થઈને હસી, અને પછી તેને માટે જે થોડો ધીમો હલકો પાતળો અવાજ હતો તેમાં એકદમ બોલી, 'હા, સારું, આવતી કાલે ત્યારે. હું પાંચ વાગે આવી શકું ?'

કંટાળેલી નંદા કૌલે માથું હલાવી દીધું અને તેની પેલી કંટાળાજનક બહેનપણીનો અવાજ બીજું ઉન્માદભર્યું ઉડ્ડયન શરૂ કરે તે પહેલાં તેણે રિસીવર મૂકી ફોન બંધ કરી દીધો.

પથારીમાં જવાને બદલે તે વરંડામાં જઈને બેઠી; પથારી પર ગુનગુન કરતી, સૂંઘતી, સફેદ ચાદરને ચોંટતી માખીઓએ કબ્જો જમાવી દીધો હતો.

તેને થયું કે રામલાલ નજરે ચઢે તો સારું, જેથી તે તેને ચા વહેલી લાવવાની સૂચના આપે. આજે તે લીંબુવાળી ચા બનાવવાનું કહેશે. તેને લીંબુની ચાનો વિચાર આવ્યો અને તે સાથે તેણે એક કપ પછી બીજો પીને તાજગી મેળવવાનો તેમજ મનની સ્પષ્ટતા કરી લેવાનું પણ નક્કી કર્યું.

રાકા ચા માટે તો આવશે. રાકા ક્યાં હતી ? ગુસ્સામાં તે શાંત, ખાલી, એકાંત બગીચા તરફ જોવા લાગી; ત્યાં બગીચામાં જાણે સૂર્ય તેના મોટા સોનેરી તાવડામાં તેમને તળી રહ્યો હોય એ રીતે તમરાં સાંભળી શકાય એવા સિસકારા કરી રહ્યાં હતાં. બાળકી ત્યાં નહોતી, તે ત્યાં કદી હોતી નથી. તેને 'કેરિગ્નાનો'માં રહેવાનું ગમ્યું નહોતું. કદાચ તે પોતાનું ઘર રાકા માટે મૂકી નહીં જાય. તેણે શા માટે એમ કરવું જોઈએ ? કોઈ શિયાળ કે તમરાને ઘરની ઇચ્છા હોય કે જરૂર હોય તેટલી જ જરૂર કે ઇચ્છા રાકાને એક ઘર માટે હતી. તે એક જંગલી પ્રાણી હતી – જંગલી, જંગલી, જંગલી, નંદા કૌલે વિચાર્યું.

તેણે તેના અહીં આવવાને કદાચ નકારી દેવું જોઈતું હતું. કદાચ જેને એક આશરાની, એક ગુફાની (જેમાં તે રહે અને મરે) જરૂર હતી તે તારાને માટે તેણે ઘર મૂકી જવું જોઈએ. કદાચ... કદાચ... વિકલ્પો માખીઓ જેટલા પુષ્કળ હતા અને એટલા જ ત્રાસદાયક હતા. નંદા કૌલે એકદમ જ એ વિચારોમાંથી મનને પાછું વાળી લીધું.

તેણે ઝાંખી ધૂંધળી પહાડીઓની ઉપરથી સનાવરને જોયું, જે હંમેશની જેમ લીલાં વૃક્ષોથી સ્વચ્છ, રમ્ય નજરે પડતું હતું. તેની એકદમ નજીક હુડહુડ જરદાળુનાં વૃક્ષોની નીચે આમતેમ આંટા મારી રહ્યું હતું અને સાથે તેનાં માથાં પરના લીટીઓવાળા પંખાને ક્યારેક ચપળતાથી ખોલતું હતું તો ક્યારેક બંધ કરતું હતું. તેનાં બચ્ચાં ઊડી ગયાં હતાં અને તે મોજ માણી રહ્યું હોય એમ લાગતું હતું. તે તેની સ્વતંત્રતા, તેની નવી યુવાની અને મુક્તિનું પ્રદર્શન કરી રહ્યું હતું. તેણે એક કંસારી પર ઝાપટ મારી અને પોતાની વિજયી ચાંચથી તેને ઘા કરી મારી નાંખી.

નંદા કૌલ તેની નેતરની ખુરશીમાં વધારે નીચી ગઈ. જાણે કે કોઈ દોરી આંચકા આપી રહી હોય એમ તેનું હૃદય અંદરથી ઊછળી રહ્યું હતું. તેને થયું કે બીજું જોખમ લેવા કરતાં ટેલિફોનને જ દૂર કરી દેવો તે વધારે સારું હતું – ઘરમાંથી તેનાં કાળા

ગૂંછળાવાળા તારો સહિત તેને દૂર કરી દેવાથી અસહ્ય ચીસોને પણ દૂર કરી દેવાય. ઘર સાફ કરી દેવું – ટેલિફોન વિનાનું ઘર શાંત, અને આરામદાયક બનશે, નંદા કૌલે વિચાર્યું.

એના જાંબુડી અને ગોળાકાર લમણાની નાડી ધબકી રહી હતી. તેને વિચાર આવ્યો કે તેણે આ નહીં પણ બીજાં પહેલાંના ઘરો રાકાનાં રંજન માટે કેટલી વસ્તુઓથી ભરી દીધાં હતાં – ફર્નિચર, મૂલ્યવાન વસ્તુઓ, ટ્રૉફી અને પ્રાણીસંગ્રહાલયની સાથે ભગવાનની મૂર્તિ પણ તેમાં હતી. આ વિચારથી ભય પામી તે તેની ખુરશીમાં ફસડાઈ પડી, અને તેને ત્યારે આરામ લાગ્યો જ્યારે તેને ગર્વપૂર્વક યાદ આવ્યું કે તેણે આવું 'કેરિગ્નાનો'ની બાબતમાં નહોતું કર્યું. એટલે સુધી કે જ્યારે રાકાને ફોસલાવવામાં તે એકદમ હતાશ થઈ ગઈ હતી ત્યારે પણ તેણે 'કેરિગ્નાનો'નો એવા શરમજનક હેતુ માટે ઉપયોગ કર્યો નહોતો. 'કેરિગ્નાનો'ને તેણે સ્વચ્છ, ખુલ્લું, સચ્ચાઈભર્યું રાખ્યું હતું, જેથી હવા કોઈ અવરોધ વિના તેમાંથી વહી જઈ શકે.

તેનાં પોપચાં ઢળી પડ્યાં. તેણે પાંપણોની વચ્ચેથી દેવદારુની સળીઓને સૂર્યપ્રકાશમાં ચમકતી, ઝલમલ થતી, ટમટમ થતી જોઈ – એ સળીઓ ટેકરાની ટોચ પર અને બગીચાના દરવાજા પર ચમકી રહી હતી.

ઘરને સાફ કરી દો. રાકાથી પણ સાફ કરી દેવાનું ? ના, એવું નહીં, એવું નહીં. પોતાનાથી ? હા, જલદી, બહુ જલદી.

# 1

વરંડાના ટેબલ પર ચા મૂકવામાં આવી હતી. ચીની માટીનાં ગોળ અને ખાલી વાસણોમાંની ચા મોતીથી ભરેલાં ભારે કપડાં નીચે ગરમ હતી. હતાશ માખીઓ સુંદર કપડા પરનાં જામનાં ડાઘ અને કેકની પત્તીઓ સૂંઘતી બેબાકળી બનીને ઘૂં ઘૂં કર્યા કરતી હતી. રાકા સ્ટૂલ પર માખીઓ મારવાની લીલી પ્લાસ્ટિકની પટ્ટી લઈને બેઠી અને તેના હોઠને ચાવતી વિચાર કરતી હતી કે માખીઓને પટ્ટીથી મારતાં મારતાં બનને પણ ચપટો કરી દેવો કે પછી મારવું નહીં અને તેમને તેમની ઝીણી નળીઓ દ્વારા પૅસ્ટ્રીને છેદવા દેવી.

તેની પ્રનાની ઊંચાનીચા ટાઇલ્સ પર ચાલતી, હાથ પીઠ પર રાખીને ગુસ્સામાં બબડી, 'તે જરૂર મોડી થવાની, અને મારે તો ચા પીવી છે. તેને થશે કે મને ચાની કેટલી તલપ લાગે છે. પણ તે તો મોડી જ આવશે, ઇલા, ક્યારે તે મોડી નહોતી હોતી ?'

એક વાર તો રામલાલ પણ રસોડાના બારણાની બહાર બેસીને રસ્તા પર જોતો હતો, જે રસ્તો ચેસ્ટનટનાં વૃક્ષોમાં થઈ વળીને દરવાજા સુધી જતો હતો, બેઠો બેઠો તે તેની કાળી કીટલીને સીંસીં અવાજ કરતી અને સઘડી પર ઠક્ઠક્ કરતી સાંભળતો હતો; જેવા મહેમાન મૉલની સફેદ ધૂળમાંથી આવતા દેખાય કે જલદીથી કીટલીને પકડી ચાની પત્તીઓ પર ઊકળતાં પાણીને રેડવા તૈયાર બેઠો હતો.

એ મહેમાનના આવતાં પહેલાં લંગૂરોનાં ઝુંડના આગમન જેવો શોરબકોર થયો. માત્ર એ શોર નિશાળનાં છોકરાંઓનો હતો, જેઓને એ જ કમનસીબે નિશાળની બહાર કાઢવામાં આવ્યાં હતાં, જે સમયે ઇલા દાસ તેની વાંકીચૂંકી ચાલમાં તેનાં જૂનાં સફેદ ટૅનિસ રમવાનાં જોડાં પહેરીને, તેની મોટી કથ્થઈ છત્રીનાં ટોપચાને ધૂળમાં ઘસડતી, ખોટા વિશ્વાસ સાથે 'કેરિગ્નાનો' તરફ આવી રહી હતી. લંગૂરોની જેમ છોકરાઓ તેમના લાંબા હાથ લાપરવાહીથી અને ઉપેક્ષાના ભાવથી હલાવતા તેની આસપાસ ચાલી રહ્યા હતા. તેના માથા પર ડોલતા નાના સફેદ અંબોડાને જોઈને, ચશ્માં તેના નાકની અણી પર સરકી ગયા હતા અને તેના કાનની આસપાસની એક જૂની જાંબુડી રિબનને કારણે પડતાં અટકી ગયાં હતાં તે તેનાં ચશ્માને જોઈને, તેની સાડીની લેસની કિનાર નીચેથી

દેખાતા તેના ભૂરાં રંગના પેટિકોટને જોઈને – ટૂંકમાં તેની દરેક વસ્તુને જોઈને, તે છોકરાઓ હૂ હૂ કરી રહ્યા હતા, ઇલા દાસ જે કંઈ હતી તેની મજાક ઉડાવી રહ્યા હતા. હૂ હૂ કરતાં, સીટીઓ વગાડતાં, મોઢામાં કશુંક ચાવતાં ચાવતાં, ગપસપ કરતાં તેઓ ક્યારેક તેની ડાબી તો ક્યારેક તેની જમણી બાજુએ ચાલી રહ્યા હતા, ક્યારેક ઊભા રહી જતા તો ક્યારેક પાછા ફરી તેના નાના શરીર સાથે અથડાતા. આને કારણે ઇલા દાસનો જીવડાંઓએ કરડેલો અને ક્રોશેથી બનાવવામાં આવેલો થેલો હવામાં ઊઠતો હતો, અથવા કોઈ વાર તેની છત્રી ગોળગોળ ફરી જતી હતી તે છત્રીને સંભાળી લેવા જતાં તેણે તેને તેમની સામે હલાવી અને તેનું મોં ખોલી દેવાની ભૂલ કરી દીધી. તેણે માત્ર થોડા હાનિ ન પહોંચે તેવા જ શબ્દો ઉચ્ચાર્યા હતા, જેવા કે 'હું તમારા શિક્ષકને કહી દઈશ – હું તમારા પ્રિન્સિપાલને ઓળખું છું, તે તો મારા મિત્ર છે – હું તેમને તમારે વિશે બધું કહી દઈશ...' તેણે ગમે તે કહ્યું પણ આથી તો છોકરાઓએ જોરથી હસીને તેની હાંસી ઉડાવી; એના અવાજની તે લોકો પર આવી અસર થઈ.

'મેમસાહેબ તો પાર્ટીમાં જઈ રહી છે,' હાથમાં ગોફણ રાખીને, વાંદરા જેવા ઊંચા રહેતા વાળવાળો એક છોકરો બોલ્યો.

'હાય લેલી...ઈ, ટાર્ટી...ઈ', બીજો છોકરો ચીડવતો બોલ્યો, તેનું હથિયાર અશ્રફળ જેટલો મોટો આરસનો ટુકડો હતો.

'ચુપ રહો – વાંદરાઓ', ઇલા દાસે રાડ નાંખી અને એકદમ પોતાની છત્રી ઉઘાડી તેમની સામે ધરી, જાણે કે તેઓ તેનું નિશાન ન હોય. તેણે ધાર્યું હતું કે ફાટેલી રેશમની પેલી છત્રી તેના તીક્ષ્ણ સળિયાથી તેનું રક્ષણ કરશે.

પરંતુ છત્રીના સળિયા તૂટેલા હતા. છત્રી જ વિરોધ કરતી ચૂં ચૂં કરી ઊઠી. છોકરાઓ તે છત્રી પર તૂટી પડ્યા, અને તેને ધૂળમાં ધકેલી દીધી જ્યાં તે કાંકરા સાથે ઘસડાવા – અથડાવા લાગી; આખરે છોકરાઓએ તેને લાત મારી રસ્તાની એક બાજુ ફેંકી દીધી. જો ત્યાં વાડ ન હોત તો તે ધાર પર ચાલી ગઈ હોત અને નીચે, નીચે ખાડામાં ગબડતી ગબડતી ચાલી ગઈ હોત – એક દુઃખી બલુન ઇલા દાસના શુષ્ક ભૂતકાળથી ફૂલ્યું હતું ! ખૂબ ખુશી થઈને ખિલખિલાટ કરતાં છોકરાઓએ કઠેરામાંથી તેને ગબડાવી દેવાનો પ્રયત્ન કર્યો, પણ તે સખત વળગેલી હતી, જાણે કે કોઈ સ્ત્રી લેંઘો પહેરીને તેમની ગંદી રમતનો વિરોધ ન કરી રહી હોય !

ઇલા દાસ ઉત્તેજિત છછૂંદરની જેમ તેના તીણા અવાજમાં ચીસો પાડવા લાગી, તેની આંસુ ભરેલી આંખો ચશ્માંની પાછળ પલકારા મારી રહી હતી. 'મવાલીઓ' તે હેડકી આવતી હોય તેવા ફાટેલા અવાજમાં બોલી. 'હું સીધી જ પ્રિન્સિપાલ પાસે જાઉં છું; હું પોલીસમાં રિપોર્ટ કરીશ...'

બરાબર એ વખતે એક ગર્જના થઈ અને છોકરાઓનું ટોળું છૂટું પડી એક બાજુએ ગયું; તેમણે બે સળિયા વચ્ચે લાચારીથી ફસાયેલી જૂની છત્રીને ત્યાં જ છોડી દીધી; આવી અશોભનીય સ્થિતિમાંથી રામલાલે તેને ઉગારી દીધી – રામલાલ પોલીસના જેવાં

લાંબાં ડગલાં માંડતો રસ્તા પર જાણે માર્ચ કરતો આવી પહોંચ્યો હતો; દરવાજા આગળ ટેકરીની ટોચ પર ઊભેલી અને ઘૃણાભર્યા આક્રોષથી પેલા દૃશ્યને જોઈ રહેલી નંદા કૌલે રામલાલને ત્યાં મોકલ્યો હતો.

'બદમાશ ! બદતમીઝ !' રામલાલ તેના ગર્જના કરતા અવાજમાં રાડો પાડવા લાગ્યો, તેણે છત્રીને કઠેરામાંથી બહાર કાઢી, જે હવે કોઈ કૂબડી કે જૂના જમાનાની જાદુગરણીની જેમ વાંકી વળેલી કદરૂપી થઈ ગઈ હતી, અને તળાવમાં ડુબાડી દેવા માટે તૈયાર થઈ ગઈ હતી; ફાટેલાં, થીંગડાં મારેલાં કપડાં પહેરેલાં અને તેમનાં ગંદા કૂલાઓવાળા છોકરાઓ ઝડપથી નાસી જતાં દેખાતા હતા. એકવાર નીચેના રસ્તે સહીસલામત પહોંચી ગયા પછી, છોકરાઓએ ખૂબ મોજમાં આવેલાં દેડકાંઓની જેમ ઊછળતાં-કૂદતાં ફરીથી સીટીઓ વગાડવાનું અને હૂ...હૂ કરવાનું શરૂ કર્યું.

પણ રામલાલે કે ઇલા દાસે તેમની આવી હાંસી તરફ નજર નાંખી નહીં. કાટવાળી નકામી છત્રીને વાળી લઈને રામલાલે થોડી ઉદાસીથી તે ઇલા દાસના હાથમાં મૂકી.

'આભાર, રામલાલ', તે ટહુકી, સાડી ને મોજાં પહેરેલાં પગનાં કાંડા પરથી ઊંચી લઈ, તેણે કાંકરાવાળા ચેસ્ટનટનાં વૃક્ષો અને 'કૅરિગ્નાનો'ની વચ્ચે આવેલા રસ્તાનો ઢોળાવ ચઢવાનું શરૂ કર્યું. તેની પાછળપાછળ ચાલતો રામલાલ તેની ઝડપી હાંફના અવાજને સાંભળી શક્યો, એ અવાજ શિકારી કૂતરાઓથી ડરી ભાગી જતા કોઈ ઘરડા પશુના અવાજ જેવો હતો. તેણે કાળજીપૂર્વક તેનું માથું ફેરવ્યું અને તે રાસબરીનાં છોડનાં ઝુંડમાં થૂંક્યો. એણે વિચાર્યું કે એણે ઉતાવળે જવું જોઈએ, કારણ કે નંદા કૌલને ચાની ખૂબ જ જરૂર હતી.

# 2

પણ ઇલા દાસ આવાં દૃશ્યોથી ટેવાયેલી હતી : એ તો આવા પ્રકારના એનો ઉપહાસ કરતાં ટોળાં દ્વારા પીછો કરાયા વિના અથવા રસ્તે અવરોધ પામ્યા વિના કાગળ પણ ટપાલમાં નાંખવા જઈ શકતી નહોતી – જે પ્રકારનાં ટોળાંએ આજે તેનો 'કૅરિગ્નાનો' આવતી વખતે પીછો કર્યો હતો. જેમ કોઈ સોનેરી બગીમાં બેસીને રાજા-મહારાજા રસ્તા પર ઊભેલાં, હાથ હલાવતા કે તેમનો જય-જયકાર કરતાં ટોળાં વિના નીકળી જશે નહીં, તેના જેવું ઇલા દાસનું હતું. તેના સમગ્ર જીવન દરમિયાન લોકોએ તેની હાંસી ઉડાવી હતી અથવા તેનું અપમાન કર્યું હતું. 'આવું શા માટે ?' હસતાં, મજાક કરતાં દેવદારુનાં વૃક્ષોની નીચે અધીરાઈથી રાહ જોતી નંદા કૌલે વિચાર્યું. જ્યારે ઇલા દાસ બાબાગાડીમાં સૂતેલું બાળક હશે ત્યારે પણ બરાબર આવું જ ટોળું તેને ઘેરી વળ્યું હશે, જેવું 'કૅરિગ્નાનો' સુધીના રસ્તે તેને ઘેરી વળ્યું હતું, તેનો ઘૂઘરો ખેંચી લીધો હશે, તેણે બૂમો અને ચીસો પાડી હશે.

હકીકતમાં ઇલા દાસનું બાળક તરીકેનું ચિત્ર ઉપસાવવું ખરેખર મુશ્કેલ હતું. આવી જાતનો પ્રયાસ કરતાં નંદા કૌલે પેલી કોકડું વળેલી ઘરડી સ્ત્રીને લઘુચિત્રમાં જોઈ, જ્યાં તે વાદળી બાબાગાડીમાં ઝાલર મૂકેલાં ઓશીકાંને અઢેલી પડેલી હતી, જેવી તે અત્યારે હતી તેવી – માત્ર ચળકતાં બનાવટી દાંતનાં ચોકઠાં વિના.

બાબાગાડી અને ઝાલર વિશે તો તેને ખાતરી હતી જ. નંદા કૌલનો પરિવાર ઇલા દાસના પરિવારને તે દિવસોમાં પરિચિત હતો; એ દિવસોમાં બ્રિટિશ સામ્રાજ્યનું ગૌરવ કેટલાંક ચાહના પામેલાં દેશવાસીઓમાં પ્રકટ થતું જોવામાં આવતું હતું. આવા પરિવારો શાંત માર્ગો પરના વિશાળ બંગલાઓમાં રહેતા હતા. તેમનાં ઘરોમાં લંચ પહેલાં 'શૅરી' અને પછી 'પૉર્ટ' પીરસવામાં આવતાં. તેમના નોકરો સફેદ સુતરાઉ હાથનાં મોજાં પહેરતાં. ઘરની સ્ત્રીઓ નદીકિનારે સાંજની સવારીએ નીકળતી, શરૂઆતમાં ચૂં ચૂં કરતી બગીઓમાં, અને થોડે પછીથી ઘૂરઘૂર્ અવાજ કરતી મોટરગાડીઓમાં જતી હતી. એટલે અવશ્ય, વાદળી રંગની બાબાગાડી તો હતી જ, અને તેને જારકંદા વૃક્ષોની નીચેથી હંકારી લઈ જવા એક આયા પણ હતી; વળી એક ચણિયા જેવું સ્કર્ટ પહેરેલી ધાવ પણ હતી, જે ચીની માટીની વાડકી પર બનાવવામાં આવેલી ઘડિયાળને – માલિકે

આપેલી – કાંટે ફરવા લઈ જતી હતી.

ઇલા દાસના જીવનના આ વિરોધ પ્રત્યે નંદા કૌલને ચીડ હતી; આ કાંકરાનો ટુકડો વારંવાર એનાં જોડાંમાં પેસતો અને પાછો નીકળી જતો હતો. ઇલા દાસનું જીવન કેવળ એક ટુકડો નહોતું. નંદા કૌલે આવી જાતના કેટલાયે ટુકડાઓ જોયા હતા, જે ઉત્તરનાં મેદાનોમાં વેરાયેલા હતા, અને અહીં આ છેલ્લો તૂટેલો ટુકડો હતો, જે 'કેરિગ્નાનો' તરફ જતી પગદંડી પાસેના વાંસની સાથે જોડાયેલો હતો.

રામલાલે અણીદાર કાંટાઓ કાઢવામાં પેલી વૃદ્ધાને મદદ કરી, જેથી એ સ્ત્રી આભારવચનો પ્રકટ કરતી ગદ્ગદ્ થઈ ગઈ, અને તે ઉત્તેજિત પોપટની જેમ દરવાજા સુધીને માર્ગે બકબક કરતી રહી.

નંદા કૌલ વિચારતી હતી કે ઇલા દાસની આ બકબકે, આ ચીસોએ તેનાં જીવનના જુદાજુદા ટુકડાઓને એક દોરી કે સાંકળની જેમ બાંધી રાખ્યું છે. એના જીવનનું આ સ્પષ્ટ કથાઘટક હતું. કોઈ મનુષ્યને આવી જાતનો અવાજ હોવો જોઈએ નહીં. ઇલા દાસ વાતચીત દરમિયાન પ્રકટ કરતી હતી તેવો અવાજ હોવો તે અસામાજિક હતું.

એ વિચાર કરતાં એવું વિચિત્ર લાગે છે કે ક્યારેક આ દેશમાં પશ્ચિમી અને યુરોપીય બાળકોની જેમ કવિતાની તોતડી ભાષામાં બોલતી એક બાળકીના અવાજથી એની સંભાળ રાખનારાઓ અને એને ઘૂંટણો પર હીંચકા ખવડાવનાર મોટેરાંઓ ભયથી કંપી ઊઠતાં હતાં. પરંતુ કોઈ પણ વ્યક્તિ કલ્પના કરી શકતી હતી – નંદા કૌલે આંખો ઢાળી નીચે સફેદ તાલવાળી ખોપરી પર નજર નાંખી, જે બપોરની ગરમીમાં પહાડી પર ચઢવા માટે વધારે નમી ગઈ હતી – તે ઇલા દાસની એક બાળકી રૂપે કલ્પના કરી રહી હતી જે બપોરના ફ્રોકમાં, જેના પર ભૂરી રિબન અને સફેદ ઝાલર મૂકેલી હતી, ચીસ જેવા ભદ્દા અવાજમાં નર્સરી ગીતો ગાઈ રહી હતી અને એ સાંભળીને આમંત્રિત મહેમાનો તેમજ સગાંસ્નેહીઓ ધ્રૂજી ઊઠતાં હતાં.

નંદા કૌલ કેવળ એની કલ્પના જ કરી શકી નહીં, પણ એ સમયને પણ તે યાદ કરી શકી. તે અને ઇલા દાસ બાળપણમાં બાળકોની રમતો સાથે રમ્યાં હતાં, જેવી કે નારંગી અને લીંબુની રમત તથા ગુલમહોરનાં વૃક્ષો નીચે લાલ કળીઓ અને પીળી શિંગોમાંથી તેમની ઢીંગલીઓનું ખાણું બનાવવાની રમત.

તેઓ બન્ને કોન્વેન્ટ સુધીના શાંત રસ્તા પર ગંભીરતાથી સાઇકલ ચલાવતાં સાથે જ શાળાએ ગયાં હતાં : તે વખતે ત્યાંના અભણ છોકરાં આનંદથી તેમને જોઈ બૂમો પાડતાં હતાં – 'પોપટ, 'પો-પટ, ગાન ગાઓ !' ઇલા દાસ તેની રૂપા જેવી ચમકતી સાઇકલ પર સવાર થઈ એકદમ હોઠ સીવેલા હોય તેમ ચૂપ રહેતી; કદાચ રસ્તા પર નીચે પટકાઈ ન જવાય તેના ડરથી તેનો હોઠ કરડ્યા કરતી.

પણ હાય, શાળામાં તો તેને બોલવું જ પડતું, જાણે કે કોઈ બાળકે તેની સ્લેટ પર પેન્સિલ ઘસડી હોય અથવા કાચ પર ખીલી ઘસડી હોય તેવા તેના અવાજથી શિક્ષકો દાંત દબાવી ધ્રૂજી ઊઠતા. જ્યારે ઇલા દાસ 'ધ બૉય સ્ટુડ ઑન ધ બર્નિંગ

ડેક' એ કવિતાનો પાઠ કરવા તેના પંજા ઉપર કૂદીને ઊભી થતી, ત્યારે બીજાં છોકરાંઓ તેમનું હાસ્ય દબાવવા મોં પર હાથ દબાવતાં ત્યારે તો વળી તેમનું હાસ્ય વધારે ખરાબ રીતે પ્રકટ થતું. શિક્ષકો ઉતાવળેઉતાવળે તેને વચ્ચે જ ચૂપ કરતા, અને બડબડાટ અને ઘૂરઘૂર અવાજ વચ્ચે બીજાંઓને તક આપવા વિનંતી કરતા. બિચારી ઇલાએ આખી કવિતા મોઢે કરી લીધી હતી અને તેનો સંપૂર્ણ પાઠ કરવાની તેની તીવ્ર ઇચ્છા રહેતી. છતાં તેણે તે અવાજને એક હેડકી સાથે દબાવી દેવો પડતો, અને લાચારીથી સુ....સુ... કરીને ખોળામાં બે હાથ રાખી બેસી જવું પડતું. તે વખતે બીજાં છોકરાં કવિતાના બહાના હેઠળ તેની પેરડી કરી ગોટાળાભરેલું બોલતાં.

નિરાશ થઈને તેનાં માતાપિતાએ તેને માટે એક પિયાનો ખરીદ્યો, એક નવી ગવર્નેસને રોકી, જે તેને વગાડતાં શીખવાડી શકે. કદાચ પાર્ટીઓ વખતે કાવ્યપાઠ કરતાં પિયાનો પર થોડા ખંડો વગાવડાવી બાળકીને ચૂપ રાખી શકાય એમ તેઓએ વિચાર્યું હશે. નંદા કૌલના હાથ એની મેળે જ ઊંચે ગયા અને એણે સફેદ વાળના ગુચ્છ નીચે છુપાયેલા કાનને સ્પર્શી લીધું – જ્યારે એને પેલી ટી-પાર્ટીઓ યાદ આવી, જેમાં નાની ઇલા દાસ અસહ્ય, તદ્દન ભદ્દા અવાજમાં ગાતી હતી અને આનંદથી પીઠ પર ઊછળતી ચોટલી સાથે પિયાનોની ચાવીઓ દબાવીને એવા અવાજો કાઢતી હતી કે જાણે ચીની માટીના વાસણોથી ભરેલા થેલામાં કંઈ શોધ ચાલી રહી હોય અથવા ડુક્કરો લડી રહ્યાં હોય તથા દાંત અથડાવતાં હોય. ઝઘડતી બિલાડીઓની જેમ ચીસો પાડીને ગાતી :

'Darling, I am growing old !

Silver threads among the gold...'

એની સામે એ જ ઇલા દાસ હતી. નાની સરખી બચેલી ચોટલી એના માથા પર ચાની કીટલી કે ઈંડાં ઢાંકવાના ટોપની જેમ વાળેલી હતી. એની ચોટલી ઉંમરની સાથે સફેદ થવાને બદલે પીળી થઈ ગઈ હતી. નંદા કૌલે ઊંચાઈએથી નીચે જોયું, તેણે તેને ચા માટે આમંત્રણ આપ્યું હતું, અને તેને નંદા કૌલ તેની દૃષ્ટિ અને મનમાંથી દૂર કરી શકતી નહોતી. આ ઇલા હતી, ઘેલછાભર્યા જીવનનો છેલ્લો નાનો તૂટેલો ટુકડો, ડૂચો કરી દીધેલા કાગળનો ટુકડો કાંકરા પર ફફડ્યા કરે તેવો ટુકડો.

'ઇલા', તે નમીને દરવાજો ખોલતાંખોલતાં બોલી, 'આવ.'

નંદા કૌલને જોતાં જ ઇલાને ખુશી થઈ ને તેની બટન જેવી આંખો બંધ કરી, કારણ કે એની આખી જીર્ણ-શીર્ણ જિંદગીમાં હંમેશાં નંદા કૌલ એક ઊંચાઈ પર ઊભી રહીને તેની માર્ગદર્શક અથવા આદર્શની જેમ હાજર હતી. આતુરતાથી ડગલાં અંદર ભરતી એણે પોતાને પોતાની બહેનપણી પર ફેંકી દીધી અને નંદા કૌલના ઠંડા સપાટ ગાલો ચૂમવા લાગી, અને સાથોસાથ એના વળેલા કાનમાં આનંદ અને પ્રેમના ભયંકર સિસકારા કરવા લાગી.

# 3

'ડાર્લિંગ' ઇલા દાસે ચીસ પાડી, 'ડાર્લિંગ, આ તે કેવો ઉનાળો છે ? આપણે આ પહેલાં કેમ વારેવારે મળ્યાં નહીં ? ઓ, આપણે તો પડોશીઓ છીએ – તું તારા ભવ્ય બંગલામાં અને હું ત્યાં નીચે ગામડાંની એક ઝૂંપડીમાં. મારે તો એટલું બધું કહેવાનું છે, નંદા – અને તારે ? અને તારે ?'

પણ નંદા કૌલ દરવાજા આગળ ઊભી રહી, છોકરાંઓ માટે કોઈ ઠઠ્ઠા મશ્કરીનો વિષય બનવા માગતી નહોતી, કારણ કે તેને ખબર હતી કે તે બધાં ક્યાંક વાંસ અને બીજી ઝાડીઓની પાછળ છુપાઈને આ જોઈ રહ્યાં હોવા જોઈએ. એણે એમની તરફ શુષ્ક નજરે જોયું અને ઇલાને કોણીથી હડસેલી ઘર તરફ વાળી દીધી. અહીં વરંડાના છેડે રાકા ઊંચીનીચી થઈ રહી હતી. અને બહારના ખરાબ, અશુભ અવાજો કાઢનાર ઇલા દાસને જોવા આતુર હતી.

એકાએક ઇલા દાસે વળી ગયેલી છત્રીને આનંદથી ગોળગોળ ફેરવી – જાણે તે રવિવારે બપોરે કોઈ પાર્કમાં હોય, બેંડ વાગી રહ્યું હોય, ચકડોળ ફરી રહ્યું હોય અને ચારે બાજુની ક્યારીઓમાં ફૂલો 'attention'ની મુદ્રામાં ઊભાં હોય ! પછી કૂદીને ઇલાએ નંદા કૌલના રેશમી બાંયમાં લપેટાયેલા હાથને – બાંય બે ઓપલનાં નાનાંનાનાં બટણોથી કાંડા સાથે જોડેલી હતી – જોરથી પકડ્યો અને બોલવા લાગી, 'ઓહ જુઓ તો, જરદાળુનાં કેટલાં સુંદર ઝાડ છે ? શું એના પર બહુ ફળ બેસે છે, નંદા ? શું તું પેલો સ્વાદિષ્ટ જામ બનાવે છે ? મમમ.... મેડમ... જ્યારે હું એનો વિચાર કરું છું...' એક તોફાની લાલ જીભ હોઠ પર ચાટતી ફરી વળી અને હાસ્યનાં ખિલખિલ અવાજ સાથે પાછી ગઈ. 'કેટલું સુંદર લાગે છે ઘર, નંદા ! પ્રિય કેરિગ્નાનો. કદાચ જો તારે 'મારો' મહેલ જોવાનો વારો આવે...' અને તે ખડખડાટ હસી પડી જેનો અવાજ આગ બુઝાવનાર વાહનની ઘંટડી જેવો સંભળાવા લાગ્યો હતો. બે કબૂતરો તો ચોંકી જઈ ઝાડ પરથી ઊડી ગયાં અને ક્યાંક અદૃશ્ય થયાં. રાકા પણ ગભરાઈને બે ડગલાં પાછી હઠી ગઈ.

ઇલા દાસે છાયામાં આવેલા વરંડામાં ધોળા પોશાકનું હલનચલન જોયું. પોતાનો હાથ અચંબામાં મોં પર રાખીને તે પથ્થરની માફક ઊભી રહી ગઈ. 'માય', આંખો

પહોળી કરીને બોલી, 'હું તો ખરેખર ભૂલી જ ગઈ હતી. હું કેવી રીતે ભૂલી ગઈ ? કેવી રીતે ? નંદા, કેવી રીતે ભૂલી ગઈ ?' પોતાનું માથું હલાવતી તે બોલી, જેને કારણે એનાં અંબોડામાં ભરાયેલા લોખંડના સોયા વરસાદની જેમ નીચે પડી ગયા. તે અટક્યા વિના આગળ બોલી રહી હતી, ''નંદાની પ્ર-પૌત્રી તને જોઈને કોઈ આ બાબતનો વિશ્વાસ કરી શકે ?' તે જોવાને માટે પાછી વળી. 'ના, જરાયે નહીં' તેણે મનોમન ધારી લીધું.

'પણ તે મારી પ્ર-પૌત્રી જ છે', નંદા કૌલે ઉષ્માહીન અવાજે કહ્યું અને રાકાને બૂમ પાડી બોલાવી.

રાકાએ માખીઓ મારવાની પટ્ટી નીચે મૂકી દીધી અને માખી જેવું મોં કરી પગ ઘસડતી આવી.

ઇલા દાસ ઝડપથી આગળ આવી અને રાકાનાં પડખામાં લટકતા તેના હાથને એકદમ પકડી લઈ જોરજોરથી ઉપર-નીચે હલાવવા લાગી. એ જોઈ નંદા કૌલને યાદ આવી ગયું કે ઇલાના પિતા પણ આવું કરતા હતા. દાઢીમૂછવાળા એ પુરુષ સ્મોકિંગ જૅકેટ પહેરી રાખતા અને ઇલા દાસની પાર્ટીમાં જે જે છોકરીઓ આવતી હતી તે દરેકને હસ્તધૂનન કરવાનો આગ્રહ રાખતા; છોકરીઓ એક ઝાટકે ગણગણ કરતી પાછી હઠી જતી. અને હવે ઇલા દાસ દૂબળી રાકાના લગભગ નિર્જીવ હાથને દબાવતી થોડા તીણા અવાજમાં કંઈ કહી રહી હતી, જેથી રાકા સંકોચ પામી પાછા હઠી જવાનો પ્રયત્ન કરતી હતી.

'માય ડિયર, હું અને તું તો મિત્ર બનવાને બાધ્ય છીએ – બાધ્ય એટલે શું તે તું જાણે છે ને ? હું તારી પ્ર-નાનીને ક્યારથી જાણું છું – ઓહ, હવે તો કેટલાં વર્ષો થઈ ગયાં ? સારું, હું તને વર્ષોની ગણતરી કરીને કંટાળો નહીં આપું – ખબર નથી કે હું પોતે તે ગણી શકું કે કેમ –' એણે બાયફોકલ કાચવાળાં ચશ્માંની પાછળ આંખો મચકારી, જે મોટી માખી જેવી દેખાઈ, 'પણ જ્યારે કોઈની સાથે આટલો બધો જૂનો પરિચય હોય ત્યારે તું સમજી શકીશ કે તે લગભગ સગાં જેવો સંબંધ કહેવાય. ઓહ, લગભગ નહીં, પાક્કો સગાઈનો સંબંધ. હું આ વાત પર ખાસ ભાર મૂકવા માગું છું,' રાકાની સંકોચાયેલી આંગળીઓ પરની પકડ વળી વધારે મજબૂત બની, 'હું ભારપૂર્વક જણાવું છું કે હું તારી બુઢી માસી થાઉં, ડિયર, લાડકી નાની દીકરી !' પછી તે કમરમાંથી આગળ નમી, તે લગભગ રાકાની ઊંચાઈ જેટલી હતી, કદાચ એનાથી થોડી ઊંચી, અને રાકાને ચૂમી લીધી, 'આમ !' તેણે ખૂબ ખુશી થઈને રાકાને છોડી દીધી. રાકા તો ધીમેધીમે હાંફતી, કાંપતી લિલી ફૂલોની ક્યારીઓમાં પડી ગઈ; જાણે એના અડવાથી એનો પોશાક અને વાળ ચૂંથાઈ ગયા ન હોય !

ઊભીઊભી નંદા કૌલ રાકાના હોઠ પર ઊપસી આવેલો વ્યંગભર્યો વળાંક જોઈ રહી. એણે પોતે ક્યારેય રાકાનો હાથ પકડ્યો નહોતો કે ક્યારેય એને ચૂમી નહોતી – કોણ જાણે ઇલા દાસે આવી હિંમત કેવી રીતે કરી ? આ ઇલાની ધૃષ્ટતા હતી. રાકાની છૂપી ધ્રુજારી અને એકદમ સફેદ થયેલા હોઠ પરથી લાગતું હતું કે એ કેટલી

બધી ધૃષ્ટતા હતી. નંદા કૌલને રાકાના આક્રોષનો અનુભવ થયો, અને સાથે તે એથી ખુશ પણ થઈ. છેવટે કોઈએ તો એ ચબરાક મચ્છર પર જાળ પાથરી હતી !

પશ્ચાત્ ભૂમિકામાં રામલાલ માખીઓને ઉડાડતોઉડાડતો અહીંતહીં ઘૂમી રહ્યો હતો. એણે ચાની કીટલી અને દૂધથી ભરેલો જગ નીચે મૂક્યો અને મોતીથી જડેલી નેટને ખસેડી, જેથી તેની આખા દિવસની મહેનત નજરે ચઢે. એ લોકો દરરોજ તો કોઈને ચા માટે બોલાવતાં નહોતાં. રામલાલ તો લગભગ ભૂલી ગયો હતો કે એણે શું કરવું જોઈએ (અને નંદા કૌલે આશ્ચર્યથી રામલાલના ચા-પાર્ટીના વિચારથી એની ભમરો ઊંચે ચઢાવી.) પણ એને જલદીથી એ બધું યાદ આવી ગયું. રામલાલે ભારે દમામથી ઇલા દાસને માટે સૌથી નીચી ખુરસી ખેંચી અને એની છત્રી લઈ લીધી; તેમને ખાવા માટે છોડી દઈ તે ચાલી ગયો, પણ જતાં જતાં એણે રાકા તરફ સંદેહભરી નજર નાંખી. જાણે તેને વિશ્વાસ નહોતો કે તે કેવું વલણ અપનાવશે.

રાકાને પણ સ્પષ્ટ ખબર નહોતી કે તેણે કેવો વ્યવહાર કરવો જોઈએ. તે રાહ જોવા લાગી. તે તેની ખુરસી પાસે ઊભી હતી ત્યારે તેણે જોયું કે ઇલા દાસ એક શાળાની છોકરીની જેમ લાપરવાહીથી ખુરસીમાં ધમ્ કરતી બેઠી. એણે જાણે પોતાને પાછલી તરફ ફેંકી દીધી, જેને પરિણામે એના પગ હવામાં ઊંચકાયા અને ઝૂલવા લાગ્યા. રાકાની નીચી નાની ખુરસી પણ પેલા નાના પગ માટે ઊંચી હતી. જમીનથી એક-બે ઇંચ ઉપર પેલાં જૂનાં કપડાંના ફાટેલાં જોડાં આનંદથી આગળ-પાછળ ઝૂલવા લાગ્યાં, જાણે તે હજુ પાંચ વર્ષની હોય અને ફરી એકવાર પાર્ટીમાં આવી હોય !

પણ પેલા ખભે લટકાવવાના કાપડના થેલા બાબતે થોડી ગમ્મત થઈ – તેને ખભા પરથી ઉતારી લેવામાં તો આવ્યો, પણ એને મૂકવો ક્યાં ? એને લટકાવી દેવો જોઈએ ? છેવટે તેણે નિસાસો નાંખ્યો અને એક જાતનો અવાજ કાઢ્યો, જેથી હુડહુડ પક્ષી ગભરાઈને પેલી તરફ બગીચામાં ઊડીને જતું રહ્યું અને તમરાંઓએ ઘાસમાં માથું છુપાવી દીધું.

# 4

'મમ... મમ...મમ', એના હોઠ ફરક્યા અને અંદરના રેશમી બનાવટી દાંત (દાંતિયાં) દેખાયાં. 'ઓહ નંદા, આ બધું મને ઘરની કેટલી બધી યાદ દેવરાવે છે ? નંદા, હું કહેવા માગું છું તે આપણું બચપણ છે – જ્યારે આપણને ચાની જગ્યાએ મધ મળતું હતું અને તે પછી આપણે લૉનમાં બૅડમિંગ્ટન રમતાં હતાં.'

નંદા કૌલે ફરીથી તેની સુંદર ભમ્મરો ઊંચી ઉઠાવી અને તે સાથે જ રામલાલે બજારમાંથી ખરીદેલી જાડી, સફેદ, સસ્તી કિંમતની ચાની કીટલી પણ ઉપાડી. 'ઇલા, મને સમજાતું નથી કે 'કેરિગ્નાનો'માં એવી શી વસ્તુ છે જે તને બચપણની યાદ આપે છે ?' નંદાએ કહ્યું.

'ઓ-ઓહ', ચાનો કપ મોં પર લગાડતાંલગાડતાં ઇલા બોલી ઊઠી, જેથી ચાનો ફુવારો ચારેબાજુ ફેલાયો. 'ઓહ, નંદા તારા આ સ્થળની હવા, વાતાવરણ મને જૂના જમાનાની યાદ આપે છે. હું તારી વ્હાલી માને જોઈ શકું છું – જેની ચામડી સુંદર કાશ્મીરીઓના જેવી હતી, જેનાં કાન પર બ્રાહ્મણો માટેનો લાલ દોરો લપેટેલો રહેતો; તે આપણે માટે ચા રેડતી, અને કૂરકૂરિયાં તો એના પગમાં આળોટ્યા કરતાં, તેઓ એમને કેટલો બધો પ્યાર કરતાં હતાં ! આપણે બધાં પણ એમને ખૂબ ચાહતાં હતાં. તે વખતે તારા પિતા તારી માતા માટે જ તોડેલું ખાસ પીચ લઈને બગીચામાંથી આવતા; એમના ખિસ્સાં આપણે માટે સુક્કા મેવાથી ભરેલાં રહેતાં. તે આપણને બોલાવતાં અને કહેતાં...'

રાકા ઢીલી થઈ ગઈ હતી. એણે એના બે હાથ ઘૂંટણોની વચ્ચે લટકાવ્યા અને માથું નીચે નમાવી દીધું. એને એવું લાગ્યું કે બન્ને ઘરડી સ્ત્રીઓ આખી બપોર જૂના જમાનાનો ખેલ કર્યા કરશે. બાળપણના તૂટ્યા-ફૂટ્યા અને જીર્ણ થયેલા મહેલને ખંડ-ખંડમાં ગોઠવી ફરીથી ચણી લઈ એને ઢીંગલીઓના ફર્નિચરથી સજાવી દેશે; લાલ મખમલના સોફા અને રંગેલા પલંગ ગોઠવશે, જેમાંથી હમેશાં ધૂળ અને ઉંદરોની વાસ આવતી અને જેનાથી રમવાની એના મનમાં કદી ઇચ્છા નહોતી જાગી. એને ચા પીવાની બહુ ઇચ્છા હતી. એક વાર તો એને થયું કે ચાની સાથે કશું ખાવા માટે લે, પણ એને લાગ્યું કે એમ કરવા જતાં એને કિંમત ચૂકવવી પડશે. એણે ટેબલની નીચેથી,

પોતા પર ખાંડના કણનો ભાર લઈને ચાલી જતી કીડીને જોઈ, અને તેણે નિઃસાસો નાંખ્યો.

ઇલા દાસે એ નિશ્વાસનો અવાજ સાંભળ્યો અને એની ખુરસી પર જોરથી ઊછળીને એણે એનું મૅગાફોન રાકા તરફ ફેરવી દીધું અને બરાડવા લાગી, 'એ ઘર તને તો કેટલું બધું ગમત, ડિયર ! એ તો બાળકોનું સ્વર્ગ હતું, એ સાચેસાચું સ્વર્ગ હતું. જેવી તું ઘરમાં પેસે અને મોટા દરવાજાને બંધ કરી દે,... એણે બે હાથથી એવી રીતે તાળી પાડી, જાણે તે લાકડા સાથે અથડાઈ પડ્યા ન હોય ! 'તો તું પોતે કોઈ પરીઓના દેશમાં હોય એવો અનુભવ કરે. અરે કદાચ તને બગીચામાંથી લીલું મરચું લાવી પોપટોને ખવડાવવા માટે કહેવામાં આવે, એ કામ બહુ ધ્યાનપૂર્વક કરવું પડતું, ખબર છે તને ? પોપટ જોરથી કાપે છે. અથવા તું સાઇકલ સવારી કરવાનું વિચારે, અથવા અંજીરના ઝાડ પર ચઢીને વાંદરાઓનાં ટોળાંની જેમ ડાળીઓ પર ઝૂલવા લાગે – ઓહ, ત્યાં કંઈ પણ કરવાની પૂરી છૂટ હતી.'

પણ બાળકીનું માથું તો અવગણનાના ભાવથી હજુ લટકતું હતું, એના વાળના ગુચ્છા સૂકા કથ્થઈ રંગની ઝાંયવાળા દેખાતા હતા, એના છેડા લાલ તણખા જેવા લાગતા હતા અને તે તેના ઉદાસ ચહેરાની બન્ને તરફ ઝૂલી રહ્યા હતા.

'અને ખાસ વિશિષ્ટ તો પિયાનો હતો' તેણે ચીસ પાડી પોતાની દાઢી નીચે બે હાથ ભેગા કરી ટેકવીને આ બાજુ – પેલી બાજુ જોવા લાગી – જાણે પોતાની બન્ને બાજુએ ઇનામોનો ઢગલો જોઈ ના રહી હોય ! 'પાર્ટી-રમતો અને ચા પછી ફરીથી પિયાનો,' રાકાના ભારે આશ્ચર્ય અને નંદા કૌલના ભય હેઠળ ઇલા દાસે ખૂબ આડંબરપૂર્વક, જાણે કોઈ જાદુગર રેશમી રુમાલને અદશ્ય કરી તેમાંથી સસલું બનાવી દે તેવી રીતે કાલ્પનિક પિયાનાના ઢાંકણને એકદમ ખસેડ્યું અને બન્ને હાથ પ્રસારી પેલા પિયાનાની ચાવીઓ દબાવવા લાગી અને સાથેસાથે પોતાના નાના પગથી ખોટાંખોટાં પેડલો મારવા લાગી. માથું પાછલી તરફ ઢાળી તે ઊંચા સૂરે ગાવા લાગી : 'ડાર્લિંગ, આઈ એમ ગ્રોઇંગ ઓ...ઓ...ઓલ્ડા !'

નંદા કૌલ તો ઠંડી કોંક્રીટની માફક ઠરી જ ગઈ. ભૂતકાળનો સમગ્ર ભાર જાણે એની ઉપર પ્રવાહી સિમેન્ટની જેમ ઢોળાઈને તરત જ જામી ગયો ન હોય અને એણે એને પોતાની ઉદાસીનતામાં સખતાઈથી બાંધી દીધો ન હોય ! એના હોઠ જોરથી ભીડેલા હતા અને આંખો ખુલ્લી હતી. એને વિશ્વાસ પડતો નહોતો કે આ કર્કશ પ્રેતાત્મા તેના તીર જેવા અવાજથી બધું છિન્નભિન્ન કરી રહી હતી. આ અવાજ પહેલાં નંદા કૌલનાં લમણાં પર અથડાયો અને પછી તેના જડબામાં પેસી દાંતને કચકચાવવા લાગ્યો.

તીર પાછું ખેંચી લેવાયું અને શાંતિ છવાઈ ગઈ. પણ ઇલા દાસની આંગળીઓ હજુ પણ કાલ્પનિક પિયાનોનાં કી-બોર્ડ પર ફરી રહી હતી. એની આંગળીઓમાં ભયંકર ગાંઠો પડેલી હતી અને પીળી પડી ગઈ હતી. અને પગ હજીય પેડલ મારી રહ્યા હતા. તે એનું માથું ગરદન પર એવી રીતે હલાવી રહી હતી, જાણે ધીમી હવા વહી રહી

હોય ! એની બટન જેવી આંખોમાં જૂનાં આભૂષણોની ચમક હતી. અંગ્રેજી અક્ષર 'O'ની જેમ મોં પહોળું કરી તેણે કંપતા અવાજે ગાવાનું શરૂ કર્યું :

'Ye banks and braes o' bonny Doon,

How can ye bloom sae fresh and fair...'

ટેકરા પરનાં બધાં દેવદારુ વૃક્ષો કંપી ઊઠ્યાં અને પોતાની ચમકતી પાંદડીઓ કશાય અવાજ વિના નીચે ખેરવી દીધી. તમરાં લાલ પથ્થરોની નીચે સરકીને ભરાઈ ગયાં અને ધીમે ફૂસફૂસ કરતો અવાજ કાઢી જાણે રડવા લાગ્યાં. કાંકરા એકદમ જ પહાડ પરથી સરકીને ગબડતાગબડતા રુદન કરતા હોય એમ ઝડપથી નીચેની ખાડીમાં પડવા લાગ્યા. વરંડામાં રાકા અને તેની પ્ર-નાની પથ્થરની જેમ બેઠાં હતાં, અને ઇલા દાસને, વ્યગ્રતાથી કાલ્પનિક પિયાના પર ગાતાંગાતાં એની નાની આંખોમાંથી મોતી જેવાં આંસુઓ ગાલ પર ટપકતાં અને નાકના ટેરવા પર સરતાં હતાં, તેને તેઓ જોઈ રહ્યાં હતાં.

'How can ye chant, ye little birds,

And I sae weary fu o' care !'

પછી એણે પોતાના થેલામાંથી રૂમાલ શોધવો પડ્યો. રૂમાલ કાઢીને એમાં નાકમાંથી સરૂસર્ કરતો અવાજ કાઢ્યો – એક નાની સંકૂચિત થયેલી વ્યક્તિ માટે આટલો ભયાનક અવાજ કહેવાય એવો અવાજ કાઢતી, આંખો લૂછી નાંખતી તે ફરીથી નાની ખુરસીમાં બેસી ગઈ. તે હજી પણ મોં પર રૂમાલ આડો રાખી હિબકાં લઈ રહી હતી, તેના પગ ઝુલાવતી અને હસતી હસતી બોલી, ''હું બહુ ખરાબ લાગું છું, કેમ ? હું બહુ કુરૂપ લાગું છું, ખરું ને !?'

પોતાની કમ્મરને સુઘડતાથી ધીરેધીરે થોડી સીધી કરીને નંદા કૌલે એકાએક જ પૂછી લીધું, 'ઇલા, દૂધ કે લીંબુ ?'

# 5

તેણે રુમાલને પાછો થેલામાં ખોસી દીધો અને માખણ લગાડેલા ગરમ ટોસ્ટ પર કોઈ લોભિયાની જેમ તૂટી પડતી ઇલા દાસે રાકા તરફ ત્રાંસી નજર નાંખી અને કહ્યું, 'તું ખોટું ના લગાડીશ, ડિયર – જ્યારે હું સંગીત પર આવું છું ત્યારે હું આવી બની જાઉં છું. સંગીતે અમારા જીવનમાં એવી ભૂમિકા ભજવી છે ! ખરું કે નહીં, નંદા ? મને લાગે છે કે હવે એ ફેશનમાં નથી ચાલતું. એ સુંદર મધુર ગીતો, એ સંધ્યા સમયના જલસાઓ, જેમાં પરિવારના બધા જ સભ્યો પિયાનાની આસપાસ પાસે પાસે બેસીને ગાયા કરતા હતા ! ટ્રેજેડી, મને બહુ લાગી આવે છે, ટ્રેજેડી', એણે જાહેર કર્યું અને ટોસ્ટના મોટા ટુકડાને તેના બનાવટી દાંતોથી નાનાનાના કરી મસળી નાખ્યા.

'હું નથી જાણતી', નંદા કૌલે કહ્યું, તે હજુ પણ અક્કડ અને રાજાશાહી અદામાં જ હતી; 'મેં પોતે તો ક્યારેય સંગીત તરફ લક્ષ્ય રાખ્યું નથી. એનાથી હું વ્યગ્ર બની જાઉં છું. હું શાંતિને એનાથી વધારે પસંદ કરું છું.'

ઇલા દાસે એને નહીં સાંભળવાનું જ ઉચિત ગણ્યું. એણે સાંભળવાની વાતનો સંપૂર્ણપણે ઇન્કાર કરી દીધો. ટોસ્ટના બીજા ટુકડાને થાળમાંથી ઉપાડી મોંમાં મૂકતાં મૂકતાં તે સિમેન્ટનું મિશ્રણ કરવાના યંત્રની માફક ટોસ્ટને ચાવ્યા કરવાનાં કાર્યમાં રત રહી; 'અલબત્ત, તારા ઘરમાં આવું ના હોઈ શકે, નંદા. આ તો એક પરંપરા હતી, જેને તું આગળ ચલાવતી આવી છું. ઓહ, પેલું ઉપ-કુલપતિવાળું ઘર' અને એણે થોડી વાર ખુશીમાં એની આંખો બંધ કરી દીધી... 'એ ઘર મારા ઘરથી બહુ દૂર... બધાં જૂનાં રીત-રિવાજ, જૂની લઢણો અને વલણો – એ બધાને ઉપ-કુલપતિના ઘરમાં જાણે કે નવું જીવન મળ્યું હતું.' એની આંખોમાં પ્રશંસાની ઝલક હતી – આ એ પ્રશંસા જેને નંદા કૌલે હમેશાં ચિનગારી માનીને પોતાથી દૂર જ રાખી હતી – 'જૂના ભવ્ય ઘરોમાંનું તે અંતિમ ઘર હતું, નંદા...'

ખાવાની ચીજોને ખાધા વિના જ પ્લેટમાં રહેવા દઈ રાકાએ પોતાની પ્લેટ ટેબલ પર પાછી મૂકી દીધી, તેણે નિરાશાથી ભરેલો ધીમો નિઃસાસો નાખ્યો અને ફરીથી નમીને, ખોવાયેલીખોવાયેલી સ્થિતિમાં બેસી રહી. એમ લાગતું હતું કે આ ઘરડી સ્ત્રીઓના ચાના સમયનો થકવી દેનારી રમતનો જાણે અંત જ નથી. આ કરોળિયાનાં જાળાં જેવી

ભુલભુલામણીમાંથી નીકળવાનો કોઈ માર્ગ દેખાતો નહોતો. હમણાં થોડા વખત પહેલાં જ એની પ્ર-નાનીએ પણ એને નાટકની અવાસ્તવિકતાથી ભરેલા નાટકીય ઉત્સાહથી એ રમત રમીને એને કંટાળો આપ્યો હતો. એ રમતે તેનામાં બળેલી પહાડી પરના ઉજ્જડ મકાન માટે, ગરમીથી તંગ આવેલાં નીચેનાં શુષ્ક મેદાનો માટે, સાપ અને હાડકાંથી ભરેલા તથા ધુવાડા છોડતી ભઠ્ઠીઓથી ભરેલા ખાડા માટે અને પેલી જંગલી આગ માટે – જે બધુંય ભૂંસી નાખી પાછળ કેવળ રાખ છોડી જાય છે – આ બધાંને માટે વ્યથા-વ્યગ્રતા ઉદ્ભવી.

'વધારે ચા લઈશ ?' નંદા કૌલ ઇલા દાસના ભાષણના ઝરણાની આડશમાં ગણગણી.

રાકાએ તેનું માથું હલાવ્યું અને તેણે તેની પ્ર-નાની તરફ જોયું. એને વૃદ્ધ ચહેરા પર એક ભૂખરા જાળા જેવો થાક પથરાયેલો દેખાયો. એને એવું થયું કે જાણે નંદા કૌલ પોતે પોતાની રમતથી થાકી ગઈ હતી અને તે એને ઇલા દાસ પર છોડી દઈ રહી હતી.

ઇલા દાસને આથી કોઈ અવરોધ નડ્યો નહીં અને એણે એ તરફ કશું ધ્યાન પણ આપ્યું નહીં.

'નંદા, તને યાદ છે ને કે હું કેટલી માંદી હતી ? શિક્ષકોની હૉસ્ટેલનો મારો નાનો ઓરડો હું કેટલી ખુશીથી છોડી દેતી હતી ? – ઓહ, ત્યાંનો શોરબકોર ! હજુ પણ તે મારા નબળા કાનોમાં અથડાઈ રહ્યો છે – અને હું સાઇકલ ચલાવતી ઉપ-કુલપતિના ઘેર લઈ જતા સુંદર, છાયાવાળા રસ્તે, જેની ધારેધારે યુકેલિપ્ટસનાં વૃક્ષો હારબંધ ઊભેલાં હતાં, નીકળી પડતી હતી. મને મનોમન એ જાણતાં આનંદ થતો કે ત્યાં મારા માટેના એક આવકારની પ્રતીક્ષા હતી. એ ખુશીમાં બધી ચોપડીઓ, કાગળો અને પરીક્ષણ કરેલી પોથીઓ એક તરફ મૂકી દેતી, અને એ ઘર તરફ જવા સાઇકલ પર નીકળી પડતી હતી જે મારે માટે ક્યારેય બંધ રહેતું નહીં. તને વરંડામાં મળવાની મને હંમેશાં ખાતરી હતી. ત્યાં તારી સાથે મને ઠંડીમાં ચા અને ગરમીમાં લીંબુનું શરબત મળતાં. પાળેલાં પ્રાણીઓ મુક્ત બની બધી જગ્યાએ ફરતાં-દોડતાં નજરે પડતાં. છોકરાંઓ લૉનમાં પોતાના ભાઈબંધો સાથે ક્રિકેટ રમતાં અને એક સાંજ માટે બધી જ ચિંતાઓથી મુક્ત થઈ જતાં.

'તને તો ખબર છે કે એ વખતે તો એ એટલું સહેલું નહોતું. ડિયર નંદા, ચાળીસની ઉંમરે ભણાવવાની શરૂઆત કરવી એ એટલું સરળ નહોતું. મને એમ જ લાગતું કે હું છોકરીઓને કાબૂમાં રાખી શકું નહીં. તું જાણે છે કે શિક્ષકોનો એક અલગ વર્ગ જ હોય છે, નંદા, તું મને સમજે છે ને ? મારી આંખો બગડતી જતી હતી, અને સાથે કૌટુંબિક મુશ્કેલીઓ –' જેવી રીતે બલૂન ફાટવાથી હવા નીકળી જાય છે તેવી રીતે એના મોંમાંથી ઠંડો નિઃસાસો નીકળ્યો અને તેનું દૂબળું શરીર કોકડું વળી ગયું. 'પણ' તેણે જાણે ચીસ પાડી – અને ગભરાયેલું બુલબુલ જરદાળુનાં ઝાડ પરથી તડ્ફડ્ કરતું

ઊડ્યું – 'ઉપ-કુલપતિનું ઘર મારે માટે હતું, અને મેં એનો સારો ઉપયોગ કર્યો, ખરું ને ?'

'ઓહ', તે કંપતા અવાજે બોલી અને પાછી ફરી, જેથી તે તેનું પૂરેપૂરું ધ્યાન પેલી ઉદાસ અને ગુમસુમ રહેતી બાળકી પર એ વિચારથી કેન્દ્રિત કરે કે જેથી તે બાળકી પ્રફુલ્લિત બને, કારણ કે બાળકોને હંમેશાં ખુશ અને જીવંત રહેવું જોઈએ. શું ઇલા દાસ આ ઉંમરે પણ ઘણી મુસીબતો હોવા છતાં પ્રસન્ન નહોતી રહેતી ? 'તને વિશ્વાસ નહીં પડે, ડિયર, પણ હું લૉનમાં દોડતાં અને ક્રિકેટ રમતાં છોકરાંઓના હાથમાંથી બૅટ લઈને પોતે જ રમત રમવા માટે શક્તિમાન હતી.' ઇલા દાસે એની સ્મૃતિની શક્તિનું કિરણ રાકા પર એવી રીતે ફેંક્યું જાણે કે લૉલિપૉપ ન હોય ! રાકા એની ચીકાશથી હાલી ગઈ; 'શિયાળામાં અમે ઘરની અંદર જ રહેતા અને ત્યારે ત્યાં કેવળ સંગીતનું સામ્રાજ્ય રહેતું. બધી છોકરીઓ સંગીત શીખતી, જેમાં તારી નાની પણ હતી' તેણે રાકા તરફ જોઈ આંખ મિચકારી. 'પિયાનો, બંસરી, વીણા અને સિતાર, બહુ ભાષાઓમાં, બહુ બધા અવાજોમાં ગાન થતું, સંભળાતું. એ સ્મૃતિઓ તો સંગ્રહિત કરવા જેવો ખજાનો છે,' જાણે કોઈ ગીતની પંક્તિ હોય એમ તે ગણગણી અને કદાચ તે હતી પણ ખરી. 'અને તારી પ્ર-નાની તો હંમેશાં એક ચિત્ર જેવી હતી. ગમે તેવો સાધારણ અવસર હોય તોપણ તે રેશમી વસ્ત્રોમાં સજ્જ રહેતી. હંમેશાં મોતી અને પાનાનાં આભૂષણ પહેરતી. ડિયર, મને થાય છે કે તને ખબર હોત કે તે કેટલી સુંદર હતી !'

નંદા કૌલ તેની ઊંચી ખુરસી પર બેસી ગઈ અને ચુપચાપ સીધી એની તરફ જોવા લાગી. તે ઇલા દાસની આ રમતમાં કોઈ સહાય નહીં આપે. ના, એ બધું ખૂબ શરમજનક હતું. એણે નક્કી કરી લીધું હતું કે એ બધું શરમજનક હતું, અને કોઈ પણ પ્રકારે રાકા જેવી છોકરી માટે, જે ક્યારેય પણ કોઈ રમત રમી નહોતી, એમાં અસર પહોંચાડવા જેવું કશું નહોતું.

'પણ ઉનાળાના દિવસો તો સૌથી ઉત્તમ હતા,' ઇલા દાસ બબડ્યા કરતી હતી. 'ગરમી અને ધૂળ હોવા છતાં ઉનાળાની ઋતુ સૌથી સરસ હતી. પેલાં મોટાં મોટાં તડબૂચ જે તમારા બગીચામાં ઊગતાં હતાં ! છોકરાંઓ તેના કકડા કરીને વરંડાનાં પગથિયાં પર બેસી ખાતાં હતાં. લીચીનાં વૃક્ષો ગુલાબી, પાકાં ફળોથી લદાયેલાં રહેતાં. 'જાંબુનાં ઝાડ – મમ્ – મમ... મમ' એનાં મોંમાં પાણી આવ્યું 'અને આખા દિવસના તાપ પછી પાણીથી તાજી લૉન પર વ્યતીત કરેલી કેટલીયે સાંજ !'

'ઓહ, અને બૅડમિંગ્ટન કૉર્ટ. અમે બૅડમિંગ્ટન કૉર્ટ પર કેવી કેવી સાંજ વ્યતીત કરી હતી ! કેવી રીતે બધાં પ્રાધ્યાપકો ઉપ-કુલપતિના ઘેર રમવા જવા માટેનાં નિમંત્રણની પ્રતીક્ષા કરતાં હતાં ! તને ખબર હોવી જોઈએ કે તારા પ્ર-નાના બધી હરીફાઈઓનું આયોજન કરતા, માય ડિયર. અમે હળી-ભળી બબ્બેનાં જોડકાંમાં રમત રમતાં. મને એ દિવસની રમત યાદ છે જ્યારે હું તારા દૂરના એક પ્ર-મામા સાથે મળી, ઉપ-કુલપતિ અને મિસ ડેવિડની સામે રમી હતી. મિસ ડેવિડ એક ઊંચી કક્ષાની ખેલાડી હતી –

ઉહ, તે કેટલી સારી હતી – એણે અમને એકદમ હરાવી દીધાં હતાં...'

પણ એનું વાક્ય દોરીની જેમ બટકી જઈ તૂટી ગયું. તે ચુપ હતી.

રાકાએ ઊંચે જોયું, જાણે કે એને એ વાતમાં વિશ્વાસ ન પડ્યો હોય ! એણે જોયું કે એની પ્રન્નાની પોતાની લાંબીલાંબી આંગળીઓનું ધ્યાનથી પિંજરું બનાવી રહી હતી, જે પિંજરું સફેદ હાડકાંનું બનેલું લાગતું હતું અને એમાં તિરાડો પડી રહી હતી. તેણે જોયું કે ઇલા દાસ ચુપચાપ બેઠી હતી, એનું મોં ગાંડાની જેમ ખુલ્લું થયેલું હતું અને એનો અવાજ જાણે કોઈ ઝૂંટવી ગયું ન હોય ! તેની અંતહીન અને ગૂંચવાળી રમત પર કોઈ તીક્ષ્ણ ધારવાળી કાતર ન મુકાઈ ગઈ હોય ! બૅડમિંગ્ટન કોર્ટ, હળતાં-ભળતાં યુગલ, મિસ ડેવિડ – અને અત્યારે અહીં ઇલા દાસ અને નંદા કૌલ બન્નેય હારીને ચુપ થઈ બેઠી હતી.

# 6

નંદા કૌલ ઊઠી અને તેણે એની પશ્ચાત્ ભૂમિકા તથા ઉછેર કેવાં હતાં તે બતાવ્યું. અત્યારે ઊઠવાની ક્ષણ હતી અને બધાંને એનું સ્થાન બતાવવાની પણ ક્ષણ હતી – જાણે દુષ્ટોના દેશની દેવી અરાજકતા સાથે કામ પાડવા પાછી આવી હતી. એણે બધી ચીજોને હાથથી ચાલી જવા અને કઢંગી રીતે ઊછળવા, નાચવા તથા બનાવટી અભિનય કરવા દીધો હતો. હવે એને સરખું કરી ચુપ કરવાનો સમય હતો, હવે સમય હતો કે તે બતાવી શકે કે પોતાનું ચરિત્ર કેવું હતું, કોણે એને બનાવ્યું હતું અને કેવી રીતે એ બનતું રહ્યું, કેવી રીતે ટકી રહ્યું, કારણ કે તે અત્યારે પણ ટકી રહેલું હતું.

'રાકા – રામલાલને બોલાવ અને કહે કે તે ચા વગેરે અહીંથી ઉઠાવી લે. માખીઓ તો એટલી હેરાન કરે છે,' નંદા કૌલે સ્પષ્ટ દૃઢ અવાજ સાથે કહ્યું, જે અવાજ એક છોડના કેન્દ્ર અને તેની મજ્જાની માફક ઠંડો હતો. 'ઇલા, તું મને બતાવ કે તું અત્યારસુધી કરી શું રહી છું ? તારું ગામનું કામ કેવું ચાલી રહ્યું છે ?'

પોતે બીજીવાર પકડાઈ ન જાય એ ડરથી રાકા છલાંગ મારીને દોડી અને રાહતનો દમ ભર્યો; બન્ને સ્ત્રીઓએ વ્યથાભર્યા, ગંભીર ચહેરાઓ રાખી એકબીજા તરફ જોયું, અને જ્યારે ઇલા દાસ ફરીથી બોલવા લાગી ત્યારે એમાં નક્કર વાસ્તવિકતાનો તેજાબ હતો, જેને કારણે તેના અવાજમાં કડવાશ અને નિરાશા આવી ગયાં.

હવે પેલી ગુલાબી લીચીઓ, બૅડમિંગ્ટનની રમત અને પિયાનાની ગત – બધું ઇલા દાસને પાછળ છોડી, સંકોચાયેલી, કાંપતી બનેલી ચીજ થઈ એનાથી દૂર ચાલી ગઈ હતી. ધીમેધીમે મીઠાશ કે કોમળતા પૂરાં થયાં અથવા તેનાથી દૂર ભળ્યાં અને તે પ્રતિ ક્ષણ વધારે શુષ્ક મલિન અને પહેલાથી વધારે હતાશ બની ગઈ.

નંદા કૌલને ખબર હતી. એણે આ હતાશા તરફની ગતિને અને પ્રક્રિયાને નજીકથી જોયા હતા, એટલે ઇલા દાસ એને કઠોર સત્ય કહી શકતી હતી, એ એટલું વાસ્તવિક હતું, જેટલી તેની સ્મરણશક્તિ હતી, અને નંદા કૌલ એ પણ જાણતી હતી કે બન્નેની વાસ્તવિકતા શું છે ? બન્ને કેવી રીતે ભેગાં થયાં ? એક કટુ, ખવાઈ ગયેલો કિનારો બીજા કટુ ખવાઈ ગયેલા કિનારાને કેવી રીતે મળ્યો, અને કેવી રીતે બન્ને ભેગાં મળી એક પૂર્ણ અભિશાપ બની ગયાં.

જ્યારે ઇલા દાસ નંદા કૌલની સલાહ અને શ્રી કૌલના નિમંત્રણથી વિશ્વવિદ્યાલયના કેમ્પસમાં ગૃહવિજ્ઞાનની પ્રાધ્યાપિકા બનીને આવી ત્યારે પેલાં ફૂલોભર્યાં છલછલતાં વર્ષો વીતી ચૂક્યાં હતાં. એની મા કૂલાનું હાડકું ભાંગવાથી પથારીમાં પડીપડી દિવસો પસાર કરતી હતી અને પિતા માનસિક આઘાતથી મરી ગયા હતા. કુટુંબની સંપત્તિ, જેમ વાર્તાઓમાં બને છે તેમ, ત્રણ દુરાચારી, દારૂડિયા દીકરાઓમાં વહેંચાઈ ગઈ હતી. બે બહેનો, ઇલા અને રીમા, હોશિયાર, મહેનતુ અને કરકસરવાળી હતી; તેમને સંપત્તિમાંથી એક પૈસો પણ મળ્યો નહીં, અને એ સંપત્તિ હવે પાછી પણ આવી શકવાની નહોતી. એ એક ભૂતકાળની વાત બની ગઈ હતી, જેને કદાચ કોઈ માની પણ ન શકે. દીકરાઓને હાઈડલબર્ગ, કેમ્બ્રિજ અને હાર્વર્ડ જેવા વિદેશી વિશ્વવિદ્યાલયોમાં મોકલવામાં આવ્યા હતા. તેઓ જ્યાંજ્યાં હતા ત્યાં બધાયે એક પણ વ્યાખ્યાન નહીં ભરવા માટેના જુદાજુદા નૂસખા અપનાવ્યા હતા, અને પીવામાં-નશામાં ચૂર બનતા હતા. તેમણે નજીકમાં રેસકોર્સ શોધી કાઢ્યો  હતો, ત્યાં તેઓએ તેમનાં ભથ્થાંની રકમ ઘોડાઓ પર લગાવી હતી, પણ તેઓ ક્યારેય જીત્યા નહોતા. શરૂઆતમાં તો એમના પિતાએ એમનું દેવું ચૂકવ્યું હતું. એ પછી તો એમણે પોતે પોતાના ઘોડા, બગી, પોતાનું ઘર અને જમીન વેચવા માંડ્યાં હતાં. જ્યારે તે મરણ પામ્યા ત્યારે એકપણ દીકરો તેમની અંત્યેષ્ટિમાં હાજર રહ્યો નહોતો. તેઓ જાણતા હતા કે હવે વારસામાં મળે એવું કશુંય રહ્યું નહોતું. એમણે એમની મા અને બન્ને બહેનોને રહ્યાંસહ્યાં ઘરેણાં માટે તંગ કરવાનું શરૂ કરી દીધું અને જલદીથી એમને કોઈ ભાડાના મકાનમાં અથવા છાત્રાવાસમાં અથવા કોઈ પણ ધર્માદા સંસ્થામાં ચાલી જવાને લાચાર કરી દીધાં. છેવટે તો, અને સદ્ભાગ્યે, એ ત્રણે ભાઈઓ મરી ગયા કે અદશ્ય થઈ ગયા !

નંદા કૌલે એ બન્ને ભયંકર કદરૂપી, ખરાબ રીતે અપંગ છોકરીઓને પોતાનો ઉછેર, પોતાનું ચરિત્ર પ્રકટ કરતાં જોયાં હતાં. એણે એમને વાળ કાપી ટૂંકા કરી દીધેલા, અને બસની લાઈનોમાં ઊભાં રહી કામ પર જતાં જોઈ હતી. રીમાની પિયાનો વગાડવાની કલા તેની બહેનથી ભિન્ન હતી, તે ઘેર ઘેર જઈને પિયાનો વગાડતાં શીખવતી હતી. ઘેર આવીને માના સડેલા કૂલાનો ઉપચાર કરતી. ઇલાની વાત છે ત્યાં સુધી એને માટે એનું એટલું સ્થાન હતું કે નંદા કૌલ પોતાના પતિને કહે કે તે ઇલાને માટે હોમ સાયન્સ કૉલેજમાં કોઈ કામ કાઢે. તે આ બાબતમાં દયાળુ હતા, અને એટલે એ સમયગાળો સરખામણીમાં ઇલાના જીવનનો સુખી સમય હતો. તે એ થોડા સમય માટે પ્રાધ્યાપિકા તરીકે ખાવાપીવાની બાબતે હૉસ્ટેલમાં રહેવાને વિશે નિશ્ચિંત હતી; અને આ જ એ સમય હતો, બૅડમિંગ્ટનના યુગલો અને લૉન પાર્ટીના જલસાઓનો સમય, જેનું ઇલા દાસે ઉલ્લસિત બનીને વર્ણન કર્યું હતું.

'હું ઇચ્છું છું', એણે ધીમો દમ ભર્યો, 'હું ઇચ્છું છું કે હું ત્યાં વધારે સમય રહી હોત, નંદા. કેટલીયે વાર એ યુગમાં પાછી ચાલી જાઉં છું અને વારેવારે તેના વિચારોમાં ડૂબી જાઉં છું. હવે મને થાય છે કે મારે આટલો બધો આક્રોષ નહોતો

કરવો જોઈતો. ઑહ, મારા જેવીની સ્થિતિમાં થોડી વિનમ્રતા વધારે સારી પુરવાર થાત...' તે જરા નમી અને થેલામાંથી રુમાલ કાઢી એનાં પડોમાં નાક ખંખેર્યું.

'ત્યાં કોઈ વિનમ્રતાની જરૂર નહોતી', નંદા કૌલે તીખાશથી કહ્યું. 'દરેક- જણ જાણતું હતું કે શ્રીમતી ચેટર્જીની નિવૃત્તિ પછી તારા અનુભવના આધારે તને જ આચાર્યા બનાવવી જોઈતી હતી. દરેકજણ જાણતું હતું કે જે ઉપ-કુલપતિએ તારી નિયુક્તિ કરી હતી તે મૃત્યુ પામ્યા હતા અને એક નવા ઉપ-કુલપતિ આવ્યા હતા, જે આગલા ઉપ-કુલપતિએ પસંદ કરેલી નીતિ-રીતિઓની વિરુદ્ધ હતા અને તે પોતાની શક્તિ અને પ્રભાવનું પ્રદર્શન કરવા માગતા હતા. એ બધું તારે માટે કેવી રીતે સહ્ય બન્યું હોત ?'

'ના, ના, મારે માટે એ જરાયે સહ્ય નહોતું,' ઇલા દાસ બોલી, 'એટલે જ મેં રાજીનામું આપી દીધું હતું, નંદા શું એ વ્યવહાર સન્માનભર્યો નહોતો, નંદા ? પણ હાય, માણસની કેવી નિઃસહાયતા ! તું તો જાણે છે, નંદા કે ત્યારથી મારા જીવનમાં શુંનું શું ઘટી ગયું છે. તને ખબર છે કે મારે કેવી રીતે ખૂણે ખૂણે ભટકવું પડે છે. પચાસ રૂપિયા કમાવા માટે ક્યારેક અહીં અને ક્યારેક ત્યાં જવું પડે છે. મારી પાસે મારો કહેવાય એવો એક ઓરડો પણ નથી. જીવન ક્રમશઃ વધુ ને વધુ ખરાબ થતું ગયું છે.'

નંદા કૌલે માથું હલાવ્યું. તે બધું જાણતી હતી. તે એની અપમાનજનક અને આશાહીન શોધ વિશે સમજી શકતી હતી, કારણ કે ઇલા દાસ એ વખતે નિવૃત્તિની અધિકૃત વયની નજીક હતી; તે ગમે તેટલી ઓછી માગણી કરે, ત્યાં એનાથી પણ ઓછા પગાર પર દરેક વખતે હોશિયાર, ચિંતામુક્ત યુવાન છોકરીઓ નોકરી માટે મળી જતી હતી. જ્યાં સુધી યોગ્યતાની વાત હતી ત્યાં ઇલા દાસ પાસે તો સરળ સ્વભાવની યોગ્યતા જ હતી, જે કાગળ પર લખી પણ નહોતી શકતી કે ન તો એના પર કોઈ સ્ટેમ્પ પાડી શકાતો. એમ્પ્લોયમૅન્ટ બ્યુરો અથવા કોઈ બીજી નિયોક્તાને ગભરાટમાં મળવા તો જતી, પણ ત્યાં તેનો અસ્વીકાર જ થતો હતો.

થોડો વખત એની બહેને રોટલીના બે ટુકડા કરી વહેંચીને ખાઈ તેની સેવા કરી. સારા નસીબે એમની મા તો ભૂખે મરવા વારો આવે તે પહેલાં જ મરી ગઈ હતી. એ વખતે નંદા કૌલે ઇલા દાસને સામાજિક સેવાના અભ્યાસક્રમની વાત કરી, જો ઇલા તૈયાર થાય તો એ અભ્યાસ જરૂર સરકારી નોકરી તરફ લઈ જાય, જેની સાથે પેન્શન, ભવિષ્યનિધિની રકમ, માંદગીમાં સુવિધાઓ વગેરે જોડાયેલું હતું. ઇલા માટે આ બધાંની સોનાના ટુકડા જેવી કિંમત હતી. એણે શિક્ષણ લીધું, સ્ટેમ્પ મારેલા કાગળો ગર્વપૂર્વક ભેગા કર્યા, એક સામાજિક કાર્યકર્તાને યોગ્ય બની. પછી તે હિમાલયની તળેટીમાં ખેડૂતો, મજૂરો, લાકડા કાપનારાઓ અને ભરવાડોની વચ્ચે કામ માટે પહોંચી ગઈ.

ફરી એકવાર તે નંદા કૌલના ક્ષેત્રમાં ભટકતીભટકતી આવી ગઈ હતી. પણ અહીં હવે નંદા કૌલની સત્તા નહોતી; નંદા કૌલે નિવૃત્તિ લીધી હતી.

# 7

તે નિવૃત્તિના ભાવમાંથી બહાર આવી અને તેણે ધીમા અવાજે પૂછ્યું, 'તું બધું કામ બરાબર ચલાવી રહી છું ને, ઇલા ? તારું ગુજરાન ચાલી જાય છે ?'

થોડી વાર માટે ઇલા દાસે તેના રૂમાલમાં સૂં...સૂં અવાજ કર્યો અને પછી રૂમાલને ફરીથી ખૂબ નાનીનાની ચોરસ ઘડીઓમાં વાળી દીધો. જ્યારે તે વધારે વાળી શકાય તેવો રહ્યો નહીં ત્યારે તેણે તે તેના હાથમાં સખત પકડી લીધો. 'જ્યારથી રીમાની તકલીફો વધારે ખરાબ થઈ છે ત્યારથી સ્થિતિ બરાબર નથી. તું જાણે છે કે એ કેવી રીતે બન્યું – યુવાનો અને યુવતીઓ હવે પિયાનો વગાડતાં નથી. ખ્રિસ્તી કુટુંબોમાં પણ હવે ગિટાર અથવા 'પોપ-મ્યુઝિક'ની પાછળ પડ્યા છે, અને આ બધું રીમા માટે ખરેખર એક બંધ પુસ્તક જેવું છે. તે એક પછી એક એમ તેના વિદ્યાર્થીઓ ગુમાવતી ગઈ છે, નંદા અને હવે આ તેની આંખના મોતિયાને લીધે તે સંપૂર્ણપણે નિઃસહાય બની ગઈ છે. મેં શ્રીમતી રાઇટને તેને મદદ કરવા કહ્યું – તને શ્રીમતી રાઈટ તો યાદ હશે જ ને, એક વાર અમારા ઘરમાં ગવર્નેસ નહીં, પણ ધાવ હતી. એનો પોતાનો કલકત્તામાં એક ફ્લેટ પણ છે. તેણે ત્યાં રીમાને એક ખૂણામાં વધારાનો પલંગ આપ્યો છે. હું તેના નિભાવ માટે નાની સરખી રકમ મોકલતી રહું છું – બહુ જ થોડી, પણ ઓહ', એણે અટકતાં તોતડાતા અવાજમાં કહ્યું, 'મારી પાસે એટલી જ રકમ રહેતી હતી.'

'પણ એને માટે તું શું કરી રહી છું, ઇલા ? તું કેવી રીતે તારું નિભાવે છે ?'

'હું પ્રયત્ન કર્યા કરું છું, પ્રયત્ન કરું છું,' ઇલા દાસે સૂરીલા અવાજમાં માથું હલાવતાંહલાવતાં કહ્યું અને તેનો અંબોડો છૂટી ગયો.

હાઈડ્રેંજિયાની ઝાડીઓની પાછળથી જોઈ રહેલી રાકાને એક રાત્રે કલબમાં તેણે જોયો હતો તે બૉલ-ડાન્સ યાદ આવ્યો; એમાં વિચિત્રવિચિત્ર આકૃતિઓ આંચકાઓ લઈ લઈને કૂદી રહી હતી તે યાદ આવ્યું. તેને લાગ્યું કે ઇલા દાસ બીજી એવી એક કઠપૂતળી છે, જે આંચકા લેતી કૂદીને પોતાનું જ ઘેલુંઘેલું સંગીત ગાઈ રહી છે. એક કથ્થઈ પાંદડું ચાવતાંચાવતાં રાકા નીચેની પાંપણોમાંથી જોઈ રહી હતી.

ઇલા દાસ ફરીથી આનંદપૂર્વક ટહુકી અને બોલી, 'હું પત્રિકાઓ અને સામયિકો

સાથે પત્ર-વ્યવહાર કર્યા કરું છું. મને થયું કે કોઈ સામયિકને હોમ સાયન્સની કૉલમમાં રસ હોય તો હું દર મહિને અથવા દર અઠવાડિયે તે લખી શકું, અને કદાચ મારા પગાર ઉપરાંત વીસ કે ત્રીસ રૂપિયા કમાઈ શકું. ત્રીસ રૂપિયા...' તેની આંખો બાયફોકલ ચશ્માંની પાછળ ફાંફાં મારી રહી, 'ત્રીસ રૂપિયામાં મારો ખાવાનો ખર્ચ નીકળી જાય. એ એક સૌભાગ્ય હશે.' ખુશીમાં તેણે તેના મોંમાંથી થૂંકનો છંટકાવ કર્યો અને તેના નાના પગ આગળ-પાછળ હલાવવા લાગી.

'આ બધું અર્થહીન નથી લાગતું ?' તે આગળ બોલતી રહી, 'આપણા ઉછેરે આપણને કેટલાં બધાં નિઃસહાય બનાવી દીધા છે, નંદા. આપણે વિચારતાં હતાં કે આપણને શ્રેષ્ઠ વસ્તુઓથી સજ્જ કરવામાં આવતાં હતાં – ફ્રેન્ચ ભાષાના પાઠ, પિયાનોના પાઠ, અંગ્રેજ ગવર્નેસ – ઓહ, તે બધુંય આપણને નિઃસહાય કરી ગયું, નિશ્ચિતપણે અ-સમર્થ બનાવી ગયું.' તેનું હસવાનું કોઈ જૂનાં ઈંડાંની જેમ ફૂટી પડ્યું. 'અત્યારે જો હું મારા ગામડામાં એક ખેડૂત હોઉં તો કદાચ સારી રીતે નિભાવી શકું. કોળાની વેલ લગાવું, બકરીઓ પાળું, આગ સળગાવવા જંગલમાંથી લાકડીઓ વીણી લાવું, અને કદાચ મને જે ત્રીસ રૂપિયાની જરૂર છે તે ઓછા થઈને પચીસ થાય, વીસ પણ થાય – પણ ના, એનાથી ઓછા તો નહીં.' તે સિસકારા કરતી નંદા કૌલ તરફ ફરી, 'શું તને લાગે છે કે હું એનાથી ઓછામાં મારું ગુજરાન ચલાવી શકું ?'

કશું બોલ્યા વિના, નંદા કૌલે તેનું માથું હલાવ્યું. તેણે ખુરસીનો હાથો સખત પકડ્યો તે એ કહેવા માટે કે 'ઇલા તું આવી જા અને મારી સાથે રહે' અને પછી ફરી એણે ખુરસી વળી વધારે મજબૂતાઈથી પકડી જેથી એ એવું કશું ના કહી બેસે, જેને પરિણામે તેનું પોતાનું જીવન 'કૅરિંગ્નાનો'માં બરબાદ થઈ જાય. તેણે ફક્ત તેનું માથું હલાવ્યું.

# 8

'ઓહ, મને મારી પોતાની ખૂબ શરમ આવે છે,' ઇલા દાસ ચીસ પાડતી હોય એમ બોલી. 'ઓહ મને ખરેખર શરમ આવે છે, જ્યારે હું વિચારું છું કે બીજા મારી આસપાસનાં ગરીબો કરતાં હું કેટલી વધારે સારી અને સુખી છું. નંદા, હું જે જોઈ રહી છું તેમાં તને વિશ્વાસ નહીં પડે. આ એટલા માટે નહીં કે હું થોડી સુરક્ષિત છું, મારી થોડી પ્રતિષ્ઠા છે –' તે તેના પોતાના પર ખડખડાટ હસી પડી – 'તું જાણે છે કે એક સરકારી વૅલ્ફેર ઑફિસરને શું જોવું પડે છે : એમની ગાયોનું દૂધ સુકાઈ જાય અથવા તેમનો બટાકાનો પાક કીડાઓ-જંતુઓ નષ્ટ કરી દે ત્યારે તેમને ભૂખ્યા જ રહેવાનો વારો આવે છે. તેઓ કેટલી ભયંકરભયંકર અપમાનિત સ્થિતિમાં રહે છે, નંદા – ઓહ', તેના અવાજમાં ઊંડી વ્યથા વધતી જ ગઈ, 'ત્યારે મને આપણા જેવા ઉછેરનું મૂલ્ય સમજાય છે. કંઈ નહીં તો એવી અપમાનિત સ્થિતિમાંથી તો બચી ગઈ છું.'

'તું જાણે છે, નંદા, કે હું એક ખ્રિસ્તી તરીકે ઊછરી છું, મને ઉછેરવામાં આવી છે, તેથી જ્યારે હું એ ગરીબ અજ્ઞાન લોકોને તેલથી ખરડાયેલી અને આભૂષણોથી લદાયેલી ગંદી મૂર્તિઓ સમક્ષ ધૂળમાં આળોટતાં જોઉં છું ત્યારે મને ચક્કર આવી જાય છે. ઓહ, હું કહું છું કે મને એનાથી બહુ હેરાનગતિ થાય છે. અમારા ગામનો પૂજારી હંમેશાં તેલથી લથપથ ગામમાં ચોરીછૂપીથી ફરતો હોય છે. હું ખરેખર કહું છું કે તે કશાય કામનો નથી. મને એના પ્રત્યે ઘૃણા થાય છે.' તે એકદમ તેના બનાવટી દાંતોની વચ્ચેથી થૂંકી.

રાકા, અત્યારે જરદાળુનાં ઝાડ નીચેના ઊંચાઊંચા ઘાસમાં ધીમેથી ચાલી રહી હતી, તે ગુસ્સામાં થયેલા થૂંકવાના ખરાબ અવાજથી અટકી ગઈ અને જોવા લાગી.

'ઓહ, મને એના પ્રત્યે ખૂબ ઘૃણા છે. એ માયાદેવીના નાના સુંદર દીકરાના મૃત્યુ માટે જવાબદાર છે. મેં તને કહ્યું હતું, નંદા ? તે નાનો છોકરો બીજાં છોકરાંઓની માફક શેરીમાં ઉઘાડે પગે રમતો હતો. ત્યાં કાટવાળા એક ખીલાથી તેનો પગ કપાયો. મેં માયાદેવીને કહ્યું કે એને સીધો જ દવાખાનામાં લઈ જાવ અને ટીટેનસનું ઇંજેક્શન અપાવી દો, તે એ સાંભળે જ નહીં. અથવા પૂજારી એ સાંભળે જ નહીં. ના... ના...

તેણે કહ્યું : ઇંજેક્શનો તો શેતાનનું કામ હતું અને માયાદેવી છોકરાને દવાખાને ના જ લઈ ગઈ.' તે બોલી રહી હતી, 'તે નાનો છોકરો આખરે મરી ગયો અને તને ખબર છે કે ટીટેનસથી આવતું મૃત્યુ કેવું હોય. હવે માયાવતીને એ વાત સમજાઈ છે.'

તે નાટકીય કથા-વાચક હતી : એક વૅલ્ફેર ઑફિસર તરીકે તેના અનુભવોની રુંવાડાં ખડાં કરી દે એવી વાર્તાઓ તેને મોંએ કહેવાતી સાંભળવા માટે હિંમત જોઈએ; નંદા કૌલ પહેલાં કરતાં વધારે સીધી અને ટટાર થઈને બેઠી, જાણે કે ભય તેને ધીરેધીરે લકવાગ્રસ્ત કરી રહ્યો ન હોય.

'અને નંદા, જો તું આંખના સોજા અને ખીલને કારણે બાળકોને થતું નુકસાન જુવે તો તને ખબર પડે કે એમાંનાં કેટલાં બધાં આંધળાં થઈ જવાનાં છે ! પણ જ્યારે હું કહેતી કે ઉપચાર માટે તેમને દવાખાનામાં લઈ જાઓ ત્યારે શું તેઓને મારા પર વિશ્વાસ હતો ? ના. મુઠ્ઠીભર લાલ મરચું કે થોડું છાણ ઉપચાર માટે તેમને મન પૂરતું માની લેવામાં આવે છે. અથવા... અથવા... ઓહ, હું તને આથી વધારે વિવરણ કરીને વ્યથિત નહીં કરું. મને ખાતરી છે કે સ્ત્રીઓ મારી વાત જરૂર માનત, જો પેલો ઝનૂની પૂજારી ના હોત તો. પુરુષોને સમજાવવું કેટલું મુશ્કેલ છે, નંદા ! સ્ત્રીઓ તો બિચારી તૈયાર છે; પ્રયત્ન કરીને તેમનું ભયાનક જીવન બદલવા તેઓ તો તૈયાર છે, પણ તને લાગે છે કે તેમના પુરુષો તેમને એમ કરવા દેશે ? ના... ના, જરાપણ નહીં.

'પછી બાળલગ્નો અટકાવવા માટે મેં કેટલી મુશ્કેલી વેઠી છે ? શું આ આ દેશનો કાયદો નથી ? અને હું એ કાયદો લાગુ પાડવા માટે નથી ? શું મને એને માટે જ સરકાર પૈસા આપતી નથી ? ભલે, હું તો મારા કર્તવ્યનું પાલન કરવા એક ઘેરથી બીજે ઘેર ફરી રહી છું, ખાસ કરીને હું એ ઘરમાં તો જરૂર જઉં છું જ્યાં બાળલગ્ન થઈ રહ્યું હોય છે; હું તેમને ધમકી આપું છું અને કહું છું કે આવો સામાજિક ગુનો કરવાને લીધે તેમને જેલમાં પણ જવું પડે. મને ચોક્કસ લાગે છે કે સ્ત્રીઓ મને જરૂર સાંભળવા ઇચ્છે છે. બાર વર્ષની છોકરીનું લગ્ન કરી મા બનવું એ શું હશે તે જો કોઈ સમજે તો તે સ્ત્રી જ સમજે. ખરું ને ? પણ હું જ્યાંજ્યાં જઉં છું, ત્યાં પૂજારી મારી પાછળ આવે છે, અને હું જે કરું છું તેને નકામું કરી દે છે. તે મને ધિક્કારે છે, નંદા, ઓહ, તે મને ધિક્કારે છે.'

નંદા કૌલે બેચેનીથી હાલીને કહ્યું, 'ઇલા, તું થોડી સાવધાન રહેજે.'

ઇલા દાસ ખિલખિલ કરતી હસી પડી, એણે એના પગ હલાવવાનું શરૂ કર્યું અને હાથને ટપાર્યા, 'સાવધાન ? તને એમ તો નથી લાગતું ને કે તે મને ડરાવે છે, લાગે છે એવું ? પેલો ઘરડો બદમાશ ? ના... ના... જરાપણ નહીં. પણ એ ખૂબ દુષ્ટ છે, દુષ્ટ. તે ગામના જુવાનિયાઓને પણ મારી વિરુદ્ધ ચઢાવે છે. અને જો યુવાનો મારો પક્ષ ના લે અને મદદ ના કરે તો હું મારું કામ કેવી રીતે કરી શકું ? છેવટે, સ્ત્રીઓ તો તેમનું જ સાંભળવાની – જો પૂજારીનું ના સાંભળે, તો એ નિશ્ચિત છે કે તેઓ

તેમના પતિઓનું તો સાંભળવાની જ.

'મેં હમણાં જ મારા ગામમાં રહેતાં એક કુટુંબ વિશે સાંભળ્યું છે – તેઓ તેમની માત્ર સાત વર્ષની નાની છોકરીને બીજા ગામના એક વૃદ્ધ સાથે પરણાવી દેવાનું આયોજન કરી રહ્યાં છે, કારણ કે તે વૃદ્ધ પાસે 1/4 એકર જમીન અને બે બકરીઓ છે. તે વિધૂર છે અને તેને સંતાનો છે; ફક્ત થોડી જમીન અને બે બકરાંને ખાતર તેઓ તેમની નાની છોકરીનો ભોગ આપવા તૈયાર થયાં છે, નંદા, તું એ માની શકે છે? મેં તેની મા સાથે કેટલી બધી દલીલો કરી છે, સમજાવી છે; અરે, તેના પિતા પ્રિતસિંહને પણ સમજાવવા પ્રયાસ કર્યો છે, પેલે દિવસે બટાકાનાં ખેતરોમાં જઈને સમજાવ્યું છે. પણ એ દ્વેષીલો રોંચો છે. હું જોઈ શકી કે એની સાથેની વાતમાંથી કશો અર્થ નીકળવાનો નથી.

'ઓહ, ડીઅર તો બધું આમ ચાલ્યા કરે છે', તેણે હતાશાથી ચુપ થઈ, અને રામલાલને ત્યાં આવતો જોઈ પોતાની વાત પૂરી કરી દીધી.

# 9

રાકાને નહાવા માટેનું પાણી ગરમ કરી શકે તે માટે તે 'હમામ' સળગાવવામાં પડ્યો હતો અને ત્યાં વહેલા આવવાની દરકાર કરી નહોતી. હવે તે માખીઓના ડાઘથી ભરેલી જાળો ઉતારવામાં, લાકડાની ટ્રેમાં ક્રોકરી ગોઠવવા, જૂના ટેબલ ક્લૉથની ઘડીઓને ઝાટકવામાં, જેમાંથી અવાજ આવતો હતો – એ બધાં કામોમાં વ્યસ્ત થયો. બન્ને વૃદ્ધાઓ તેની હાજરીમાં જ મોસમ વિશે વાત કરી રહી હતી, જે એમને શીખવાડવામાં આવ્યું હતું. તેઓ વાત કરી રહ્યાં હતાં કે ક્યારે ગરમીનું મોજું પૂરું થશે અને ક્યારે વર્ષાઋતુ શરૂ થશે.

'કેટલું બધું શુષ્ક, શુષ્ક છે ! મને તો દિવાસળી સળગાવવાની પણ હિંમત નથી થતી, રખેને બધું બળીને રાખ ન થઈ જાય', ઇલા દાસે ઊઠીને તેનો થેલો શોધવા માંડ્યો. 'જંગલની આગને કાબૂમાં લેવી એક સરકારી વેલ્ફર ઑફિસરની શક્તિ બહારની વાત છે', તે હસી અને તેની છત્રીને ખોળવા લાગી.

આ દરમિયાન રાકા તરફ કોઈનું ધ્યાન રહ્યું નહોતું. રાકા નકામાં ઘાસને પકડતી, અને દેવદારુની સુક્કી સળીઓ પર લસરતીલસરતી ટેકરાની ટોચ પર દેવદારુની છાયામાં પહોંચી ગઈ હતી. થોડીવાર તે ત્યાં તેના ઘૂંટણ પર તેની દાઢી ટેકવીને બેઠી, પહાડીઓમાં મોજાં પર મોજાંને ક્ષિતિજ સુધી વહેતાં જોતી રહી, અને દેવદારુનાં વૃક્ષો સાથે હવાના અથડાવાથી થતા અવાજને અને પછી એ અવાજને ધીરેધીરે સમુદ્રની જેમ મર્મરમાં બદલાતો જઈ બંધ થતો સાંભળી રહી. તેણે એની આંખો મીંચી દીધી અને સામેનાં દશ્યના ભૂખરા અને ભૂરા રંગોને એકબીજામાં ભળતાં ત્યાં સુધી જોઈ રહી જ્યાં સુધી મોજાં-લહેરો પહાડીઓ, સમુદ્ર અને હવા બધું એક ન થઈ ગયું. તે જાણે ડોલતી ડોલતી, એકલી જ હોડીમાં હતી.

તે વખતે ઘરની બહાર થોડી આવન-જાવન થઈ. ઇલા દાસ અને નંદા કૌલ જરદાળુનાં વૃક્ષોવાળા રસ્તેથી વરંડામાંથી પગથિયાં ઊતરી નીચે આવી રહ્યાં હતાં અને દરવાજા સુધીના પટ્ટાવાળા પથ્થરોના રસ્તા પર ફરી રહ્યાં હતાં. નંદા કૌલ એકદમ સીધી ચાલતી હતી, તેની ચાલ રેશમી અને રૂપેરી હતી, જ્યારે નાની ઇલા દાસ તેની બાજુમાં ઉપર-નીચે થતી દેખાતી હતી, તેના ચાલવાથી તેનો થેલો ઝૂલતો હતો, છત્રી

હાલતી હતી અને માથા પરનો અંબોડો નાચ કરતો લાગતો હતો.

રાકાએ દેવદારુની નીચે નમીને એ બન્નેને જુદીજુદી ગતિ અને રીતિએ આગળ વધતાં જોયાં. પછી પોતાના પગને નીચે લટકતા રાખી પાછા ફરી તેણે વરંડામાં નજર નાખી તો જોયું કે રામલાલ હજુ ત્યાં જ હતો, અને નીચે પડેલાં ખાવાના ટુકડા વાળતો, માખીઓ મારતો પ્લેટો ગોઠવતો કામમાં વ્યસ્ત હતો. તેણે એકાએક એક છલાંગ મારી અને લસરતીલસરતી ટેકરાની નીચે 'હમામ'ને અથડાઈ રસોડામાં જઈને પડી. આ દરમિયાન તેના સુક્કા વાળના છેડા ચમકતાં અગ્નિકણો જેવા લાગતા હતા અને એ વખતે હવામાં સેર કરી રહેલાં પતંગિયાં જેવા નજરે પડતા હતા.

તે ત્યાં અટકી, જેથી કરીને તેની આંખો ત્યાંના ગાઢ ધૂંધળા અંધારાથી ટેવાઈ જાય. જ્યારે તેને અંધારામાં સ્પષ્ટ દેખાવા માંડ્યું ત્યારે તેણે તેનો હાથ બહાર કાઢીને દીવાસળીની પેટી મેજ પરથી ઉઠાવી લઈ પોતાનાં ખિસ્સામાં નાંખી દીધી.

તે આરામથી હાથ પાછળ રાખીને, થોડી અક્કડ બનીને સહજપણે બહાર નીકળી. તેણે ફરીથી એ જોવા નજર નાંખી કે રામલાલ આવતો હતો કે કેમ અને પછી, પેલી બે સ્ત્રીઓ છૂટી પડી હતી કે કેમ. ના, તેઓ હજી પણ દરવાજા આગળ વાતો કરી રહી હતી. ગરોળીની જેમ એક ઝડપી છલાંગ લગાવીને તે વાડ ઓળંગી ગઈ અને ખાડાની ધાર પરથી નીચે લસરી-ગબડી, અદૃશ્ય થઈ ગઈ. ગબડતા પથ્થરો અને કાંકરાની નીચે એના કૂદવાના અને લપસવાના અવાજ સંભળાતા તો હતા, પણ ત્યાં તે અવાજ સાંભળવા કોઈ હતું નહીં.

# 10

'સારું તો, ઇલા', નંદા કૌલે કહ્યું અને એક હાથ દરવાજા પર મૂકી એને હળવેથી, સંકોચપૂર્વક દબાવ્યો. 'તું કેટલી સારી છું કે સમય કાઢીને અહીં આવી...'

'નંદા, નંદા', ઇલા બરાડો પાડી વચ્ચે જ ટપકી અને નંદા કૌલનો હાથ પકડી તેને વળગી પડી. 'તારે માટે સમય કાઢ્યો ? ડિયર, તું કલ્પી જ નહીં શકે, તને કોઈ ખ્યાલ જ નથી કે અહીં 'કેરિગ્નાનો'માં તારું હોવું અને આજે તને મારું મળવું તેનો મારે માટે શો અર્થ છે. શું, એવું નથી લાગતું કે વીતી ગયેલો થોડો સમય જીવંત થઈ ગયો ! જાણે કે અતીત હજી પણ અહીં અસ્તિત્વ ધરાવે છે. જ્યારે હું વર્તમાનથી થાકી જાઉં ત્યારે અતીતની સાથે મુલાકાત કરવા આવી જાઉં અને તેની સાથે એક કપ ચા પી લઉં !'

આ વાત પર નંદા કૌલના સુંદર હોઠ પર એક ઝાંખો અણગમાનો ભાવ આવ્યો, જેની તરફ ઇલા દાસનું ધ્યાન તો ગયું, પણ તે તેનો અર્થ સમજી શકી નહીં. તેથી તેણે તેની પ્રશંસા પામેલી બહેનપણીના હાથ મચકોડ્યા; આને લીધે હાથમાં પહેરેલી બે મોટી વીંટીઓ અથડાવાનો અવાજ થયો, પણ તે તો આગળ બોલવા લાગી 'અને તારી પ્ર-પૌત્રી સાથેનું મિલન, ઓહ, તે તો આનંદની વાત હતી. તેની નાની બટન જેવી આંખોને ઝીણી કરીને તેણે ઉમેર્યું, 'મજાની રમકડા જેવી છે, ખરું કે નહીં ? હું તેને સમજી શકી નહીં. તે એક નાના જંગલના પંખી જેવી કે એક છુપાતા રહેતા જીવડા જેવી એકાંતપ્રિય છે, ખરું ને ?'

'થોડી શરમાળ છે,' નંદા કૌલ ગણગણી. 'પણ તે ટાઇફોઈડની માંદગીમાં પટકાઈ હતી – અને હવે એની મા માંદી છે.'

'ડિયર, ડિયર મને માફ કરી દેજે.' ઇલા દાસે એક વધારે લાંબો નિઃસાસો નાંખ્યો. 'નથી લાગતું કે જ્યાં જોઈએ ત્યાં આ દુનિયા મુસીબતોથી જ ભરેલી હોય છે ? મારા ગામમાં, મારા ગામની બહાર, દરેક સ્થળે આ જ હોય છે.' નંદા કૌલના હાથને મૂકી દઈને તેણે તેનો થેલો ખભા પર સહીસલામતી ભરી રીતે લટકાવ્યો, એની છત્રીને એક નિર્ણયાત્મક ઝોક આપ્યો અને પછી બોલી, 'સારું, એ વિશે આપણાથી જે થઈ શકે તે સારામાં સારું કામ કરવું જોઈએ. બરાબરને ? આપણે આપણી જવાબદારીઓ સ્વીકારવી

જોઈએ અને જે કરી શકીએ તે કરવું જોઈએ. સારું, નંદા, ભલે ડિયર' અને પોતાને પંજા પર ઊંચી કરી તેણે નંદા કૌલના ગાલને ઝડપથી ચૂમ્યો, પછી ટેકરીની નીચે તરફ ચાલવા લાગી અને બોલતી ગઈ, 'આભાર, તારો ખૂબ આભાર, ડિયર, ખૂબ ખૂબ આભાર. બાય-બાય, બાય-બાય !' તે મોસમ વિનાની કોયલની જેમ મૉલ પર ચેસ્ટનટનાં વૃક્ષો સુધીના નીચેના રસ્તે આ રીતે બોલતી જ રહી.

નંદા કૌલ બન્ને હાથ દરવાજા પર મૂકી નમી, અને ઇલા દાસને તેની કઢંગી, ઠોકરો ખાતી ચાલે નીચે જતી જોઈ રહી. તે ત્યાં દૃઢતાથી, થોડી તણાવભરી મુદ્રામાં ઊભી રહી. તે લગભગ ધ્રૂજતી ધ્રૂજતી બપોરની પેલી ભયાનકતાને પાછી ફરતી જોઈ રહી. હા, ઇલા દાસ તેની સાથે ભયાનકતા લાવી હતી, અને એ જ ભયાનકતા તેની આસપાસ ઘૂમરાતી રહી, જ્યારે તે એક પુરાણી કઠપૂતળીના જેવી આંચકા દેતી, અર્ધી પાગલ જેવી, તેની જૂની છત્રી અને ફાટેલી બૅગ સાથે પાછી જતી હતી. નંદા કૌલને વિચાર આવ્યો કે એનાથી વધારે દુઃખી અને જોખમોથી ઘેરાયેલ ત્યાં બીજું કોઈ નહોતું, અને તે આજ સુધી કેવી રીતે જીવતી રહી ! – એકદમ નબળી દોરીથી, એ એની સમજની બહાર હતું. તેનું જીર્ણ અસ્તિત્વ એટલું તો અનિશ્ચિત દેખાતું હતું કે એને એમ લાગ્યું કે એ અસ્તિત્વનો અંત લાવવા એક પથ્થર કે એક લાકડીની ચોટ પૂરતી હતી.

એટલે તે દરવાજા પર ઝૂકી અને એને એક પ્રકારની કઠોરતાથી જોતી રહી. પોતે તંદુરસ્ત, મજબૂત અને બળવાન શરીરવાળી છે, એણે એની રક્ષા કરવી જ જોઈએ, એણે ઇલાની કેટલીક લડાઈઓ લડવી જોઈએ. ઇલા દાસનો માર્ગ સુરક્ષિત છે કે નહીં તે જોઈ લેવા માટે તે ધીરેધીરે સમગ્ર મૉલનો માર્ગ, ઉપર-નીચે જોતી રહી. જો કોઈ એની મશ્કરી કરનારો એક છોકરો આવત કે કોઈ હાનિ પહોંચાડનાર લંગૂર ઝાડ પરથી ઊતરી એની તરફ આવત તો નંદા કૌલ એની પર એક છલાંગ મારી હુમલો કરી તેને ખતમ કરી દીધું હોત. તેણે કોઈપણ હાંસી ઉડાવનાર છોકરા પર કે કોઈ ખૂંખાર લંગૂર પર હુમલો કર્યો હોત, પછી ભલે એને માટે એને ધૂળમાં દોડવું પડત, એની સાડી ફાટી જાત અને એને પોતાને જ મશ્કરીનું પાત્ર બનવું પડત.

પણ રસ્તો તો સૂમસામ હતો. માત્ર એક લાલ વાળવાળો કૂતરો, જેને શાનદાર વાળવાળી પૂંછડી હતી, તે સડકની ધારે ધારે કંઈક સૂંઘતો સૂંઘતો જઈ રહ્યો હતો. એ વખત મૉલ પર એક પણ માણસ નજરે ચઢતો નહોતો. ઇલા દાસ ધીમેધીમે પગ ઘસડતી આગળ વધી રહી હતી. તે ક્લબ પસાર કરી આગળ નીકળી હતી; તેની આકૃતિ દરેક મિનિટે કઠપૂતળીની જેમ નાની ને નાની થતી જતી હતી. જ્યારે તે લાલ લેટર-બૉક્સની નજીકના વિશાળ દેવદારુના ઝાડ પાસે પહોંચી ત્યાર પછી નજર બહાર નીકળી અદૃશ્ય થઈ.

નંદા કૌલે રાહત અનુભવી, તેણે તેના હાથની પકડ ઢીલી કરી દરવાજાને છોડી દીધો, જે તની જગ્યાએથી ચીં ચીં કરતો ફરિયાદ કરી રહ્યો હતો. તે બપોરે ત્રીજી

વારનો ભય ચાલી જતો તેણે અનુભવ્યો. એક ક્ષણ એવી આવી હતી જ્યારે ઇલા દાસે ઉપ-કુલપતિની બૅડમિંગ્ટન પાર્ટીઓ વખતના મિશ્રિત યુગલો વિશે ગાંડાની જેમ બડબડાટ કર્યો હતો. પછી બીજી એવી ક્ષણ આવી જ્યારે તેને લાગ્યું હતું કે તેણે ઇલા દાસને તેની સાથે રહેવા નિમંત્રણ આપવું જોઈએ – અને તે ક્ષણ પણ પસાર થઈ ગઈ હતી. હવે આ છેલ્લું ભયસ્થાન પણ પૂરું થયું – હવે તો એ ભય પહાડીઓ પર સરી રહેલું. એક વાદળ હતું, એની સાથે હળવી ઠંડી ભરી છાયા હતી, જે ભૂરા રંગ પર ચઢાયેલા ગળીના રંગ જેવી લાગતી હતી.

પોતાનું માથું ઊંચું કરીને, હાથ પીઠ પાછળ પકડીને, નંદા કૌલે ફરી બગીચામાં આમતેમ ઘૂમવાનું શરૂ કર્યું. તેણે ઇચ્છ્યું કે રાકા નજરે પડે, પણ એને ખબર હતી કે તે દેખાવાની નથી. પણ એક દિવસનું લિલી પ્રફુલ્લિત થયું હતું અને નંદા કૌલ ધીરેધીરે તે તરફ ગઈ. તે એનાં સુંદર સ્વચ્છ પીળાં ફૂલ જે આવતીકાલે તો કરમાઈ જવાનાં છે તેનું અભિવાદન કરવા તેની નજીક પહોંચી.

જ્યારે તે એ ફૂલને એકીટસે જોઈ રહી હતી ત્યારે ઝીણાં લીલા તારોએ પીળી પાંદડીઓને પકડી લીધી, અને તેમને જમીન તરફ નમાવી દીધી. એક કીડો ખૂબ સાવધાનીથી ઊઠ્યો અને ફૂલ પર બેઠો. તેણે તેનું પૂરેપૂરું આવરણ છોડી દીધું હતું અને એનું ચળકતું, લીલું શરીર, મોં, પગ તથા આંખો મીણ જેવી પીળી પાંદડીઓ પર દેખાવા લાગ્યાં હતાં. પછી નંદા કૌલની સફેદ ઓપલ જેવી શાંત હાજરીથી સભાન બની તે કીડો જાણે પોતાનાં રક્ષણ માટે પાછલા બે પગ પર ઊભો થયો, અને પોતાની દાઢી હેઠળ નાજુક હાથ ઉઠાવી લઈ, ભારે માથું આમતેમ ફેરવવા લાગ્યો. એ કીડો નંદા કૌલને એવી ગંભીર આતુરતાથી જોઈ રહ્યો હતો જેવી આતુરતા નંદાના ચહેરા પર ઝળકતી હતી.

તેણે વીંટીવાળો પોતાનો હાથ બહાર કાઢ્યો અને લિલીને હળવેથી હલાવ્યું, જેથી પેલો કીડો પાંદડાંઓમાં ઝબકી પડ્યો, ત્યાં તે પંખીઓથી સુરક્ષિત રહી શકશે.

# 11

ઇલા દાસે ગરખલનો રસ્તો લીધો નહીં, જે પહાડી નીચેથી તેનાં ગામ સુધી લઈ જતો હતો, ના, ના લીધો. નંદા કૌલની મૈત્રી અને તેણે પિવડાવેલી ચાથી પ્રોત્સાહિત થયેલી તેણે તેની છત્રીને ખુશીમાં હલાવી અને બજારની મુલાકાત લેવાનું નક્કી કર્યું. કદાચ તેને કશુંક કશુંક સસ્તા ભાવે પણ મળે. જો મકાઈની કિંમત ઘટી હશે તો તે અર્ધો કિલો મકાઈ ખરીદી શકે – મકાઈના લોટની રોટલી સારી અને સંતુષ્ટ કરતી હતી. અથવા બટાકા – અત્યારે એનો શો ભાવ હશે ? તે વિચારવા લાગી કે જો તેને અત્યારે કશું ખીરદવાનું પોસાય તેમ નહીં હોય તો પણ તે એક નજર નાંખી શકશે, અને જ્યારે તેને પગાર મળે ત્યારે ખરીદી કરવા માટે શું શું શક્ય અને પ્રાપ્ય હતું તે જોઈ રાખી શકે. પગારનો દિવસ એટલે કેટલા આનંદનો દિવસ !

આ વિચારથી તેણે તેના નાના પગ ઉપાડ્યા અને ઉનાળાની ધૂળમાંથી ઉનાળુ સહેલાણીઓનાં ટોળાં પાસેથી આગળ નીકળી. આ ટોળાં એની તરફ એકટસે જોઈ રહ્યાં હતાં. અને એના કઢંગા, વાંકાચૂંકા થતા શરીરને જોઈ ક્યારેક તેમનું વિસ્મય તો ક્યારેક તેમનું હાસ્ય રોકી શકતાં નહોતાં. નંદા કૌલ હજીપણ કેટલી સુંદર છે, તેણે કેટલી સુઘડતાથી ચા રેડી હતી, કેટલી સહાનુભૂતિથી તેણે તેની વાત સાંભળી હતી એ બધાંનો વિચાર કરી રહેલી ઇલા દાસે એ લોકો તરફ ધ્યાન જ આપ્યું નહોતું.

ત્યાં એક છોકરો જૂની સાઇકલના પૈડાને ગબડાવતો, ગુસ્સામાં બૂમો પાડતો, દોડતો આવ્યો અને ઇલા દાસને એક તરફ હડસેલી લગભગ ખાડામાં ગબડાવી દીધી, જે પાશ્ચર ઇન્સ્ટિટ્યૂટના દરવાજાની બહાર હતો. પણ ઇલા દાસે તો મોટી ફેક્ટરી જેવી ઇમારત તરફ જોયું અને વિચારવા લાગી કે શું એને માટે અહીં કોઈ નોકરી હોઈ શકે ? શું તેણે ડિરેક્ટરને અરજી લખી મોકલવી જોઈએ ? શું તેણે તેને ઑફિસમાં જઈને મળવું જોઈએ ? પણ આહ, પોતે પોતાની કઈ યોગ્યતાઓ રજૂ કરી શકશે ? કઈ નોકરી માટે તે અરજી કરી શકે અથવા આકાંક્ષા રાખી શકે ? પોતાના ચળકતા બનાવટી દાંતથી હોઠને દબાવતી તેને પોતાની ધૃષ્ટતા પર હસવું આવ્યું. પહેલાં ગિયરમાં ઘરઘર અવાજ કરતી એક જીપ પહાડી તરફ ઉપર જઈ રહી હતી, જેણે તેને પગથી માથા સુધી ધૂળમાં ખરડી દીધી.

ધૂળને લીધે તેને શ્વાસ લેવામાં તકલીફ થઈ અને દેખાવાનું પણ બંધ થયું. તેને લાચારીથી ચશ્માં ઉતારવા પડ્યાં, જેથી તે રૂમાલ બહાર કાઢી લૂછી શકે અને ફરી તેને નાક પર ચઢાવી કંઈ જોઈ શકે. તેણે જે જોયું તે હતું ચકચકાટ વાદળી રંગના સલવાર-ખમીસમાં સજ્જ નિશાળની છોકરીઓનું ટોળું; તેઓ તેને, દિવસના ખોટે સમયે બહાર આવી પડેલા નાના ઘુવડની જેમ આંખો પટપટાવતી અને ડોલતી-ઝૂલતી જોઈ, હસીહસીને બેવડ વળી ગયાં હતાં.

તેમના તરફ જરાયે ધ્યાન આપ્યા વિના, પણ થોડી નારાજીમાં તે આગળ વધી. જ્યારે તે 'તિબેટી' શાલ વેચવાવાળાની પાસેથી નીકળી જેણે તેનો ચકમક થતો ઊનનો માલ અને વસ્તુઓ સડક પર જ પાથરી દીધો હતો, ત્યારે તેણે તેઓનાં છોકરાં અને કૂરકૂરિયાંને સડકની વચ્ચોવચ એકસાથે લાપરવાહીથી રમતાં જોયાં અને તેને તેઓની ઈર્ષ્યા આવી. તેઓમાં એક પ્રકારનો ઉત્સાહ હતો, એમનામાં જીવનની આગ કઢંગા, ગંદા શરીરમાં ચમકતી બળી રહી હતી. તે જીવનની આગ એના પોતામાં બહુ પહેલાં જ બુઝાઈ ગઈ હતી, અને તેના વિના તે હવે રાખ-હાડકાંનો ઢગલો અને વેદનાનો પિંડ બનીને રહી હતી.

બજારની વાંકીચૂંકી ગલીમાં તે કૂદતી, લંગડાતી જઈ રહી હતી, પણ એ કેટલું કમભાગ્ય હતું કે લોકો વારંવાર એની સાથે અથડાતાં હતાં અને એને એક બાજુએ ધકેલી ખિલખિલ હસતાં અથવા ઠઠ્ઠાભરી ટીકાઓ કરતાં, જાણે કે એની લાગણીઓનો કોઈને માટે કશો અર્થ જ ન હોય ! શું એ બધાં એમ વિચારતાં હતાં કે તેનામાં કશું અનુભવવાની શક્તિ જ નહોતી ? એણે એની દાઢી ઊંચી લીધી અને એની આંખો બાયફોકલ ચશ્માંની પાછળ અનિયંત્રિતપણે ઝબકવા લાગી. પરંતુ તેણે તેની છત્રી જોરથી પકડી અને ચાલવા લાગી. કોઈએ પણ તેની કાંપતી દાઢીની દઢતા કે ડોલતા અંબોડા કે તેની ઝડપી ચાલ તરફ ધ્યાન આપ્યું નહીં.

એક અનાજ વેચનારા મોદી સિવાય કોઈએ તેના તરફ ધ્યાન આપ્યું નહીં. અનાજ વેચનારાની ખુલ્લી દુકાન આગળ તે અટકી કારણ કે ત્યાં પ્લાસ્ટિકનાં વાસણોની દુકાન, કે જોડાં બનાવનારની દુકાન, રેડીમેડ ગાર્મેન્ટની દુકાન કે હાર્ડવેરની દુકાન કરતાં ઓછી ભીડ હતી.

એ મોદી મોટી ઉંમરનો અને મૂછોવાળો માણસ હતો, તેણે કૂરતું અને સુતરાઉ સફેદ પાયજામો પહેર્યો હતો, તે કામ વગર દાળોમાં આંગળીઓ પસરાવતો બેઠો હતો; ક્યારેક વળી ધાંધલભર્યું દશ્ય જોઈ તેની મૂછને વળ દેતો હતો. તેના ઉઘાડા થેલાઓ પર નમેલી ઇલા દાસ તરફ તે પરોપકારી દષ્ટિથી જોવા લાગ્યો. તે ઇલા દાસને ઓળખતો હતો. જ્યારે ઇલાને પગાર મળતો, ત્યારે તે તેની દુકાને તેનું મહિનાનું અનાજ લેવા આવતી હતી. પણ દુકાનદાર તો જાણતો હતો કે તે જે કંઈ લઈ જતી તે પંદર દિવસથી વધારે ચાલવાનું નથી, ભલે કોઈ એના જેવું બાળકનાં આકારનું અને ઉંમરને કારણે દૂબળું થયેલું કેમ ન હોય. તે હંમેશાં મૂઠીભર લાલ મરચાં અથવા લસણની થોડી

કળીઓ ઉદાર ભાવે મફતમાં તેના થેલામાં નાંખી દેતો, કારણ કે આ બન્ને વસ્તુઓ મોંઘી હતી, પણ કમભાગ્યે ઇલા દાસ બેમાંથી એકે વસ્તુ ખાતી નહોતી. અલબત્ત, તે તેનો ખૂબખૂબ આભાર માનતી અને તેને તેની દયાની જાણ થવા દેતી. દુકાનદારની પોતાની દીકરી પગે લંગડી હતી – તેણે શા માટે આ બિચારીની વિકલાંગતા પર હસવું જોઈએ.

જાણે કે તેની વિચિત્ર વિકલાંગતાને વિખેરી દેતી હોય, તેમ તે મોટેથી બોલી, 'મકાઈ ? શું છેવટે તેનો ભાવ ઊતર્યો છે ખરો ?'

તે થોડો નમ્યો અને ધાતુના કડછામાં ભરી તેની સામે ધર્યો, જેથી તે તેનું બરાબર પરીક્ષણ કરે. 'ફક્ત ચાર રૂપિયામાં એક કિલો', તેણે કહ્યું.

ભયથી ઇલા દાસના ચશ્માં નાક પરથી સરકી ગયાં. તેણે જલદીથી તે ઉપાડી લીધાં અને પોતાને સંભાળી લીધી. જે શાંતિથી તે માથું હલાવી બટાકા અને ડુંગળીનાં પીપો તરફ ગઈ તેથી લાગ્યું કે તેણે તેની ગૌરવશાળી માના નામને કશું કલંક લાગવા દીધું નહીં.

રાતના ખાવાના માટે તે આ દુકાનમાંથી શું ખરીદી શકે ? ફરીથી પોતાના ચમકતા દાંતથી નીચેના હોઠને દબાવતી તે વ્યગ્ર બનીને વિચારમાં પડી. તેની કપડાની બેગની તળિયે પડેલા થોડા સિક્કા યાદ આવ્યા, તેણે બેગ ખભા પર લટકાવી દીધી અને તેણે નક્કી કરી દીધું કે તે તે સિક્કાઓ ખરચી નાંખશે નહીં. હજી થોડા વખત માટે તે સિક્કાઓએ તેની પાસે રહેવું પડશે. કદાચ, તે ઘેર જશે ત્યારે રસોડાની છાજલી પરથી કશુંક તેને મળી રહેશે અથવા અંધારો ખૂણો જેમાં તેણે વ્યવસ્થિત શોધખોળ કરી નહોતી તેમાંથી કશું મળી રહે. તેણે એકદમ પાછા વળીને દુકાનદારને મજાકભર્યા, લાપરવાહીતા ભાવે, સ્વાભાવિકપણે કહ્યું, 'અચ્છા, તો હું જઉં, પછી આવીશ' અને તે ચાલવા લાગી.

તેણે એકદમ પૂછ્યું, 'મેમસાહેબ, શું તમે હમણાં ઘેર જાવ છો ?'

'હા', તેણે આશ્ચર્યથી અટકીને તેના તરફ જોઈ જણાવ્યું.

'તમારે આટલું મોડું ના જવું જોઈએ', તેણે કહ્યું, તેના મૂછોથી ભરેલા મોં પર વ્યગ્રતા દેખાઈ. 'મેમસાહેબ માટે આ અંધારામાં એકલા જવું તે સારું, સુરક્ષિત નથી.'

'કેમ ?' તે હસી, તેના દાંત ચમકતા હતા, તેના અવાજમાં ભોળપણ હતું, કારણ કે દુકાનદારની આ ચિંતા તેના મર્મને સ્પર્શી ગઈ હતી. 'હું તો રોજ એકલી જ હોઉં છું. હું ક્યારેય ડરતી નથી.'

તેણે બીજું કશું કહ્યું નહીં, માત્ર તેનું માથું હલાવ્યું. તે તેને બજારમાંથી ખાલી થેલા સાથે, રખડતાં કૂતરાંઓ જેનું ટોળું વળી પડતાં આખડતાં હતાં અને ભસતાં હતાં તેમનાથી પોતાને બચાવીને જતી ઇલા દાસને જોઈ રહ્યો. તેણે તેને મીઠાઈની દુકાન પાસેથી પસાર થતી જોઈ; ત્યાં ખૂબ ભીડ હોય છે અને મોટાં મોટાં વાસણોમાં દૂધ ઊકળતું હોય છે; માખીઓનું વાદળ ગુલાબી, પીળી, અને લીલી મીઠાઈઓના પિરામિડો,

ખુલ્લા નાળાંમાં ફેંકેલાં કાગળો અને પાંદડાના કપ પર ચોંટતું હતું.

ઇલા દાસના ગામમાં રહેતો હતો તે પ્રીતસિંહ વિશે દુકાનદારને વિચાર આવ્યો; તે સવારે ત્યાં એની સાથે હતો અને તેણે ઇલા દાસ વિશે કહ્યું હતું કે કેવી રીતે તે તેની દીકરીના એક અમીર જમીનદાર સાથેના લગ્નને અટકાવી રહી હતી, જે જમીનદારે તો તેની દીકરી માટે ખૂબ સારો પ્રસ્તાવ મૂક્યો હતો. પ્રીતસિંહ ઇલા દાસને ગંદી ગાળો આપી તેના પર થૂંક્યો હતો. દુકાનદારને આ બધું સારું નહોતું લાગ્યું, પરંતુ તેણે મૌન રાખ્યું હતું. તે પોતે કોઈ મેમસાહેબને જોતાં જ ઓળખી જતો હતો. જેમ કાચું રાંધેલું ખાવાનું હેરાન કરી દે તેમ ગાળોથી તે ખૂબ હેરાન થઈ ગયો હતો. રસ્તામાં પડેલી કપચીની વચ્ચેથી માર્ગ કરીને કઢંગી રીતે જતી ઇલા દાસને જોઈ તે દુકાનદાર બેચેનીથી ગુસ્સે થઈ ગયો. અંધારું વધી રહ્યું હતું.

દુકાનદારે તેને અંધારાથી સાવધાન કરી હતી તેથી ઇલા દાસ જલદીથી બજારની બહાર આવી ગઈ, અને વ્યગ્રતાથી હાડહાડ કરતી મૉલવાળી દુકાનોને પણ પાર કરી ગઈ. આ વ્યગ્રતાથી તેની દાઢી ઉપર નીચે થતી હતી અને તેના ગાલ ફૂલતા અને પાછા દબાઈ જતા હતા. બજારમાં સમય બગાડી જલદીથી ઘેર ના ગઈ તે એક ભૂલ હતી. આ કેવું ગાંડપણ કે પાસે પૈસા નહોતા છતાં પણ ખરીદી કરવા ગઈ ! પોતાથી નારાજ થઈ તેણે જોરથી માથું હલાવ્યું. અંબોડો છૂટીને ડોક પર વીખરાઈ ગયો.

ઉનાળાની ઋતુમાં સહેલાણીઓ અલેશિયા હોટેલની ટૅરેસ પર બેસી શરાબ પીતાંપીતાં નીચે જોઈ રહ્યા હતા. તેમને લાગ્યું કે આ કોઈ ગાંડીઘેલી સ્ત્રી છે જે આંચકા આપીને ચાલે છે અને પોતા સાથે જ બડબડાટ કરે છે. સહેલગાહનાં દરેક સ્થળે સહેલાણીઓની દયા અને મનોરંજન માટે આવું કોઈ પ્રાણી હોવું જરૂરી છે. તેઓએ એકબીજા તરફ જોઈ હસી લીધું. પછી તેમણે ડોક નીચી નમાવી શરાબ પીવાનું શરૂ કર્યું.

નીચેના 'મૉલ' પરના ચેસ્ટનટનાં વૃક્ષો નીચે પહોંચીને ઇલા દાસે પોતાને ઘેરી વળેલા જોખમના ભયમાંથી બહાર લાવી દેવાનો પ્રયત્ન કર્યો. તે શા માટે ડરી રહી હતી ? કોનાથી તેને ડર હતો ? બજારમાં એને કોઈનું દેવું નથી, ના, ઇલા દાસ ક્યારેય કોઈની પાસેથી લોન પેટે ઉધાર રૂપિયા લેતી નથી. ઓહ, તેણે જો એમ કર્યું હોત તો તેના પિતા શું વિચારત ? પિતાની યાદ આવતાં જ તે ખિલખિલ હસી પડી. તે હંમેશાં બદામી રંગનું જૅકેટ પહેરતા, જેના ખિસ્સામાંથી ઘડિયાળની સોનેરી ચેઈન બહાર લટકતી રહેતી હતી. તેમને એ જાણીને શું થાત કે તેમની દીકરી, જે શિક્ષિકાઓ અને ગવર્નેસ અને આયાઓ પાસે ઊછરી હતી, તે કોઈ વાળવાળા, અર્ધા ઉઘાડા શરીરવાળા દુકાનદારના દેવામાં હતી ?

અહીં તે પોતે જ અટકી ગઈ. શા માટે તેણે પેલા અનાજની દુકાનમાં બેઠેલા અને દયાળુ તથા બીજાની ચિંતા કરનાર માણસ વિશે વાળવાળો અને અર્ધો ઢાંકેલો એવું વિચાર્યું ? હવે તે ક્યારે તેની પેલી ખોટી ભભકવાળી સંસ્કારિતા વિશે વિચારવાનું

છોડી દેશે ? એ બધાંને ક્યારે પાછળ છોડી દઈ દુનિયા સાથે કામ લેવાનું, પોતાની જે દુનિયા હવે હતી તેની સાથે રહેવાનું, શીખી લેશે ?

અલબત્ત, તે પ્રયાસ કરી રહી હતી. ગાયના છાણમાં પોતે પગ મૂકી ના દે તેનું ધ્યાન રાખીને ઇલા દાસ ચેસ્ટનટના ઠંડા, ભાતવાળા પડછાયા નીચેથી ઝડપથી ચાલી, એણે પહાડ પરથી આવતું છોકરાંઓનાં હૂહૂને અને હાસ્યને સાંભળ્યું-ન-સાંભળ્યું કરી દીધું હતું, તે છોકરાંઓએ તેને છાણ પરથી બકરીની જેમ કૂદતી જોઈ હતી. તેને ખબર હતી કે તે છાણમાં પડી હોત તો તેમને બહુ મજા પડત. ઓહ, ડિયર, તે કહી શકતી નહોતી કે તેને કોનો વધારે ડર હતો – તેની હાંસી ઉડાવતાં છોકરાંઓનો, કે કોઈકોઈ વાર તેને રસ્તે જતાં ઘેરી વળતાં અને દાંત કાઢી ડરાવતાં તથા અપમાનિત કરતાં લૂંટેરા લંગૂરોનો ? રસ્તો જોખમોથી ભરેલો હતો, જોખમોથી ભરેલો હતો. દુકાનદાર સાચું કહેતો હતો. તે કંપી ઊઠી.

તે બે-રસ્તે આવી અને ઉતાવળે, જરાયે રોકાયા વિના ઢોળાવ પરથી નીચે જતાં રસ્તે ચાલવા લાગી, જે રસ્તો તેને છેક ટેકરીની નીચેનાં તેનાં ગામમાં લઈ જશે.

## 12

કસબાના છેલ્લા છેડા પરનાં ગંદા, ખખડી ગયેલાં મકાનો તથા સુકાઈ ગયેલાં, વણકેળવેલાં બગીચાઓને પસાર કરી ઇલા દાસે પહાડીની નીચેના ગામ તરફ જતા રસ્તે કૂદતાં-ઊછળતાં ચાલવાનું શરૂ કર્યું. સાંજને સમયે એ રસ્તો પહાડના પડછાયાથી ઘેરાઈ ગયેલો હતો. એણે આશા રાખી કે તે રાત પડતાં પહેલાં ઘેર પહોંચી જાય.

હવે તો રસ્તામાં થોડાં ફાર્મહાઉસ જ હતાં, આ ફાર્મહાઉસ કસૌલીના પથ્થરોથી મજબૂત અને ચોરસ બાંધવામાં આવેલાં હતાં, અને તેમાં છાપરાં પર કોળું તેમજ મકાઈ સૂકવેલાં હતાં. બહાર બારણે બકરીઓ બાંધેલી હતી અને સ્ત્રીઓ તાંબાનાં વાસણોને પાણીથી ભરેલાં પીપોમાં ડુબાડતી શૉરબકોર કરી રહી હતી. એને ઘેર જતી જોઈ કૂતરાંઓએ ભસવાનું શરૂ કર્યું. કેટલીક સ્ત્રીઓએ મજાકમાં, પણ કોઈ દ્વેષભાવથી નહીં, જાણે કોઈ મસ્તીભર્યું બાળક હોય તેમ તેને બૂમ પાડી. તેણે તેમની તરફ છત્રી હલાવી – તેણે એ જ સવારે આ સ્ત્રીઓને મળીને રસી મુકાવવાથી થતા ફાયદા વિશે સમજાવ્યું હતું – તે ઢાળવાળે રસ્તે નીચેનીચે, પવનના અથડાવાથી અવાજ કરી રહેલાં કાળાં દેવદારુ અને ખડકોની વચ્ચેથી ચાલતી ગઈ.

આખો દિવસ ગરમી રહી હોવા છતાં અત્યારે ઠંડી લાગતી હતી, જે સફેદ ધુમ્મસની જેમ વાંકીચૂંકી, ઊંચી ટેકરીઓના પડછાયાઓમાંથી નીકળી દેવદારુમાં ચળાઈને પ્રસરતી જતી હતી. આથી ઇલા દાસ તેનાં જૂનાં ફાટેલાં ઝાલર મૂકેલાં રેશમી વસ્ત્રો હેઠળ કંપવા લાગી. દિવસ પૂરો થયો હતો, પ્રકાશ ચાલી ગયો હતો, જીવનની ઉષ્મા પણ જતી રહી હતી; આ બધું ચીની ભૂમિ-ચિત્રોમાં રઝળતાં ખોવાઈ જવા જેવું હતું. કઠિન કલમ અને શાહીથી ચિતરેલાં ખડકો, દેવદારુ અને પહાડોની ટોચનાં સ્ક્રોલ ધુમ્મસ તથા અંધારામાં ડૂબી ગયાં હતાં.

બધુંય ઉદાસ અને વેદનાગ્રસ્ત હતું – ઇલા દાસે વિચાર્યું. જેવી તેણે તેની છત્રી છાતીએ દબાવી કે તેના દાંત કચકચ થવા લાગ્યા અને તે કાંકરા-પથ્થરો પર ઠોકર ખાઈ ગઈ. એકલા હોવું, ઘરડા હોવું, અને નિર્જન પહાડી પર આટલો લાંબો ઉદાસ રસ્તો પાર કરવો – એ બધું તેની સહનશક્તિની બહારનું હતું 'ઓહ, અત્યારે તો તે એ સહી લેશે' તે બોલી અને તેના દાંત સાથે નીચેનો હોઠ દબાયો, 'પણ કેટલો

લાંબો સમય ? કેટલો લાંબો સમય ?'

છેલ્લાછેલ્લા રહેલા કાગડાઓએ આકાશ છોડ્યું હતું, દેવદારુની આસપાસ ચક્કરો લેવાનું અને ખાવાનું શોધવાનું બંધ કર્યું હતું અને નીચે ઊતરી રાત માટે આશરો લઈ લીધો હતો. અત્યારે જીવનની કોઈ નિશાની કે અવાજ નહોતો. માત્ર નાની ઇલા દાસ ચીની ભૂમિચિત્રમાંથી ઘસડાતી, વિશાળ ઠંડી જાળમાં ગભરાઈ ગયેલા કરોળિયાની જેમ ચાલી જતી હતી. એમાંથી બહાર નીકળી જવા તે કેટલી ઉતાવળી બની હતી ! એણે કેટલું બધું ઇચ્છ્યું હતું કે તે નંદા કૌલને એના 'કૅરિગ્નાનો'માં એની સાથે રહેવા માટે એક ઓરડો આપે એમ પૂછે, અથવા લાચારીથી પૂછે, જેથી ત્યાં રહી શકે અથવા પેલા દયાળુ અનાજ વેચનારને રાતના ખાવા માટે અર્ધો કિલો મકાઈ આપે. પણ પોતાના પિતાની દીકરી હોવાના વિચિત્ર મોટા ગર્વને કારણે અને જે તે કદી ભૂલી શકતી નહોતી તેથી તેણે કશું પૂછ્યું નહોતું, કશું માગ્યું નહોતું. હવે તેથી અત્યારે તે એકલી, ખડકોમાં ઠોકરો ખાતી, પડતી આખડતી, રસ્તામાં પડેલાં, બળેલાં, વાંકાં વળેલાં વૃક્ષોનાં થડ ઓળંગતી, ગામના માટીના ટેકરા પર આવેલી તેની માટીની બનેલી કાચી ઝૂંપડી તરફ જતી હતી; ત્યાં તે ખાલી છાજલી પર ખાવા માટેના ટુકડા શોધશે અને આખી રાત જાગતી માંકણ-જીવડાંથી ભરેલાં સૂંથળીના ખાટલામાં વીતાવશે.

પણ આ જ બધું તેની પાસે હતું. આ બધાં માટે તે ઝડપીઝડપી ભાગતી હતી. 'હે ભગવાન, બહુ મોડું થયું છે. ધુમ્મસ, અત્યારે આ ઉનાળાની ઋતુમાં ? અને આટલી બધી ઠંડી ?' તેણે છત્રી તેની દૂબળી પાતળી છાતીએ લગાડી અને એક બહુ મોટા જોખમભર્યા વાંસને વટાવી ગઈ. તે સરકી પડતા કાંકરાના ઢગલા પરથી ઊતરવા લાગી, જેના પર બકરીઓની લીંડીઓ પડી હતી.

આખરે તે પહાડીના છેલ્લા વળાંક પર આવી. ત્યાં સુધી પહોંચી જવું એટલે તે લગભગ ઘેર પહોંચી ગયા જેવું હતું. દોડતી દોડતી તે રસ્તામાં પડેલા મોટા ખડક પરથી પડતાં બચી ગઈ. ઇલા દાસ બરાબર નીચે તેનું ગામ જોઈ શકી. ત્યાં એક ફાર્મહાઉસ હતું, તેનું છાપરું લાંબું અને નીચું હતું, ને લાલ પથ્થરોનું બનેલું હતું. એની આજુબાજુ પડું-પડું થતાં આઉટહાઉસ હતાં, જેનાં ઘાસના છાપરાં પર કેસરી રંગના મકાઈનાં ડૂંડાંના ઢગલા સુકાઈ રહ્યા હતા. પગથિયાં જેવાં ખેતરોની લાંબી પટ્ટી ઉપર ગામ આવેલું હતું. ખેતરોમાં પાકી ગયેલા ઘઉંની ફસલ તૈયાર હતી, જે ચમકતી અને હમણાં ખરી પડે તેવી નજરે ચઢતી હતી, બટાકાની વેલો ચીકણી માટી પર પથરાયેલી હતી. વળી ત્યાં વરસાદનાં પાણીથી ભરાઈ ગયેલું મોટું તળાવ હતું, જેમાં દેડકાં કૂદતાં હતાં અને ડ્રાઉં ડ્રાઉં કરતાં હતાં, અને જે તળાવ દાડમની ઘેરી લાલ કળીઓથી ભરપૂર વૃક્ષોની નીચે આવેલું હતું. ઉપરના રસ્તેથી ગાયો, તેમની ઘંટડીઓનો કંઈક દર્દભર્યો રણકાર કરતી, ચવાયેલા ચારની ગરમ મધુર સુગંધ પસરાવતી, તેના સુધી આવી રહી હતી. તેમની સાથે સરસ મજાનો લાલ કૂતરો ભસતો ભસતો અને ઘૂમતોઘૂમતો આવી રહ્યો હતો, જેની પૂંછડી પીંછાં જેવાં વાળની હતી અને જેને નંદા કૌલે 'અપર મૉલ'ને

રસ્તે કંઈક સૂંઘતો સૂંઘતો જતો જોયો હતો. હજુ ક્યાંય દીવાઓ સળગ્યા નહોતા, લોકો ગરીબ અને કરકસરિયાં હતાં, પણ થોડી જ વારમાં અંધારાને છેદતો પહેલો દીવો સળગી ઊઠશે, પછી તો ત્રણ-ચાર દીવા સળગશે. ઇલા દાસ પણ પોતાનો લેમ્પ સળગાવશે જેમાં હજી થોડું કેરોસીન હતું.

પોતાની અંધારી ઝૂંપડીમાં તેનો લૅમ્પ પ્રકાશમાં ખીલી ઊઠશે, અને ગાય તેની પાસે આવી ચાવતી અને આરડતી હશે, તે વિચારોથી તે ઝાંખા ધૂંધળા ખડકની નીચે ઊભી રહી અને શ્વાસ લેવા લાગી. તેણે તેની ઝીણી આંખો આનંદ અને આરામથી મીંચી દીધી.

બરાબર એ વખતે એક કાળો પડછાયો ખડકોના વાંકાચૂંકા ઢગલામાંથી અલગ ઉપસ્યો. આ એની અને ગામની વચ્ચેનો છેલ્લો ખડક હતો. તે પડછાયો કોઈ અવાજ વિના તેના પર કૂદી પડ્યો. તે તેના ભાર નીચે લથડવા લાગી, અને જાણે તેની છાતીમાંથી નીકળતો એક ચિત્કાર મોંમાંથી બહાર આવ્યો. પેલા પડછાયાએ તેને ગળેથી પકડી લીધી. તેનો શ્વાસ રુંધાતો હતો છતાં તેણે તે શ્વાસને લંબાવવાનો અથક પ્રયત્ન કર્યો. જેથી તે એક બૂમ કે ચીસનું રૂપ લે; એ ચીસને ગામનાં લોકો સાંભળી શકે, લાલ કૂતરો સાંભળી શકે; એ ચીસ મદદ માગવા માટેની ચીસ હતી. પણ એની આંગળીઓ સખત થતી ગઈ. હવે તેણે શ્વાસ લેવા તેનું મોં ઉઘાડ્યું, પછી તેણે તેની આંખો ઉઘાડી જે ડરથી બહાર નીકળી આવી હતી. એણે જોયું કે ઠંડી છાયામાં તેના માથા આગળ પ્રીતસિંહ હતો, તેના હોઠ પહોળા થઈને તેમાંથી તેના દાંત દેખાતા હતા. તેની આંખો આક્રોષમાં તેના પર આગ વરસાવી રહી હતી. ઇલા દાસે પોતાના હાથ ઉઠાવીને, ગળાની આસપાસ લપેટાયેલા પેલાના હાથને હઠાવી દીધા. હાથ તો હઠી ગયા, પરંતુ તે તો તેના ગળાની આસપાસ લટકતા સુતરાઉ સ્કાર્ફને ખેંચી કાઢવા, અને તે સ્કાર્ફ ઇલા દાસના ગળા ફરતો વીંટાળવા ખેંચ્યો. તે જોરજોરથી સ્કાર્ફ ખેંચવા લાગ્યો જેથી તેણીનો છેલ્લો શ્વાસ અંદર ઘૂંટાય, રુંધાય અને પછી ઠંડો, શાંત પડી જાય. તેની આંખો હજી તેના ડોળામાં ડરી જઈને સફેદ અને કાળા આરસની જેમ ફર્યા કરતી હતી. ઝડપથી પેલાએ સ્કાર્ફના છેડા છોડી દીધા, અને તેનાં કપડાં ફાડવા લાગ્યો; કપડાં એક દીર્ઘ ઘસરકાના અવાજ સાથે તેણે ફાડી નાંખ્યા. તે તેની નજીક આવ્યો, તેના સુક્કા મુરઝાઈ ગયેલા ભૂખ્યા શરીરની નજીક આવ્યો અને તેના પર બળાત્કાર કર્યો. તેણે તેને ધૂળમાં નાંખી, જ્યાં બકરીની લીંડીઓ વેરાયેલી પડી હતી અને ત્યાં બળાત્કાર કર્યો. પાછળથી અને નીચેથી કચરાઈ ગયા પછી તે ખંડિત, નિષ્પ્રાણ અને બધું સમાપ્ત કરી પડેલી હતી. હવે અંધારું થઈ ગયું હતું.

# 13

સાંજના ધૂંધળાપણાને છેદતી જ્યારે ટેલિફોનની દીર્ઘ, તીણી ઘંટડી રણકી ત્યારે નંદા કૌલ ગુસ્સામાં બે હાથને અથડાવતી અટકી ગઈ. ફરીથી ટેલિફોન – ના ! પણ આ ઇલા દાસ તો ના જ હોય. ઇલા દાસ તો હજુ એક કલાક પહેલાં જ ઊઠીને ગઈ છે, તે તો ફરીથી ના જ હોય. કદાચ એ ખોટો નંબર હશે. તે અંદર જશે નહીં. અહીં કેટલી સુંદર મોસમ છે ! રાત્રિની ભૂરી છાયાઓ ઠંડા પાણીની માફક આખા બગીચામાં ફેલાઈ ગઈ હતી. તમરાં, એક પછી એક એમ તેમનું ગાન સંભળાવી રહ્યાં હતાં. દૂરની પહાડીઓ પર ઝાંખાઝાંખા દીવાઓએ ખીલી ઊઠવાનું શરૂ કરી દીધું હતું. એને વાગવા દો. રિંગ્, રિંગ્, રિંગ...

તે વખતે રામલાલ રસોડાની બહાર આવ્યો. બહુ લાંબાલાંબા ડગલાં ભરતો આંગણાને પસાર કરી ઘરની અંદર આવ્યો અને ટેલિફોનના રિસીવરને ઉપાડી તેને ચૂપ કરી દીધો. તેનાં ડગલાં તેના પડછાયામાં વળી વધારે મોટાં દેખાતાં હતાં.

નંદા કૌલે રાહત અનુભવી. તે આંટા મારતી એક સફેદ પતંગિયાને હેરાન કરતી રહી, જે ફૂશિયા છોડો પર બેસી સ્વતંત્રપણે ઝૂલી રહ્યું હતું, પણ પછી પાંખો ફફડાવતું ઊડી ગયું. રામલાલને જ ટેલિફોનમાં જવાબ આપવા દો, બીજાઓને જ આવી માગણીઓ, આવા વિક્ષેપોનો જવાબ આપવા દો. તે પોતે તો અંધકારમાં બગીચામાં એકલી જ રહેવા ઝંખતી હતી.

પણ રામલાલ બહાર વરંડામાં આવ્યો અને ટેલિફોનના તીણા, તાકીદના અવાજને સ્થાને તેના ગંભીર અવાજે બોલ્યો, 'મેમસાહિબ, તમારો ફોન.'

તેણે ચિડાઈને તેની વીંટીઓ પહેરેલી આંગળીઓ મરડી શું તેને એકલી છોડી દેવામાં ના આવે ? જ્યારે ઇલા દાસ કલાકો સુધી એના કાનોમાં ચીસો પાડતી રહી હતી તેવી ભયાનક, ગૂંચવણભરી બપોર પછી, શું તેને શાંતિનો એક કલાક પણ ન આપવામાં આવે, જેમાં તે ફરીથી સ્વસ્થતા પામે અને સાંજની દેવદારુની હવા લઈ ફરી તાજગી મેળવે ?

તેણે કોઈ ઉત્તેજિત સાપની જેમ પટાવાળા પથ્થરની પગથી ઝડપથી પસાર કરી, વરંડાનાં પગથિયાં ચઢી અને ટેબલ પાસે ગઈ, જ્યાં કાળો ફોન બે ભાગમાં પડેલો

હતો; બાજુની બારી ખુલ્લી હતી જેમાંથી ઝાંખું ઝાંખું, મૂંગું આકાશ નજરે પડતું હતું. નાનાસરખા સ્ટૂલ પર બેસીને એણે ફોન ઉપાડ્યો અને બોલી, 'યસ ?'

'મેડમ, હું પી. કે. શુક્લ, પોલીસ ઑફિસર ઈન ચાર્જ, ગરખલ થાણાં,' સ્ફૂર્તિપૂર્વક એક સ્પષ્ટ અવાજ આવ્યો, જેણે તેના નિઃસાસા અને તણાવોને બાજુએ ખસેડી દીધા. 'તમે મિસ ઇલા દાસને ઓળખો છો, જે ગરખલ વિભાગની વેલ્ફેર ઑફિસર છે ?'

'હા', પોતાનો એક હાથ લમણે લઈ જઈ ગુસ્સામાં નંદા કૌલ બોલી.

'હા ?'

'એમના થેલામાંથી તમારું નામ અને ફોન નંબર કાગળના એક ટુકડા પર લખેલાં મળી આવ્યાં છે. કૃપા કરી તમે જલદીમાં જલદી એની ઓળખાણ માટે થાણા પર આવી જાવ.'

નંદા કૌલનું માથું એકદમ પાછળ તરફ ઢળ્યું. તેણે તેનો હાથ લમણા પરથી તેના ગળા પર ઉતાર્યો અને ત્યાં મૂક્યો. 'ઇલા ?' તે ગણગણી. 'ઇલા દાસ ?'

'હા, મેડમ', નંદા કૌલના નાટકીય સવાલથી થોડા અધીર થઈને તેણે વિશ્વાસપૂર્વક વાત બેવડાવી. 'તેમનો દેહ તિમારપુર ગામ તરફ જવાના રસ્તે પડેલો મળ્યો છે. ગામવાળાઓએ જ તેને જોઈ. એનું ગળું દબાવી દેવામાં આવ્યું છે. ડૉક્ટર પણ અહીં છે. તે એમ પણ કહે છે કે તેના પર બળાત્કાર પણ કરવામાં આવ્યો છે. તે મરી ગઈ છે. કૃપા કરી થાણામાં જલદી આવી તેની ઓળખ કરી લો...'

પણ નંદા કૌલે સાંભળવાનું જ બંધ કર્યું હતું. તેણે ટેલિફોન છોડી દીધો હતો. હજુ પણ તેનું માથું ખૂબ પાછળ લટકાવીને તેણે ઊંડો નિઃસાસો નાંખ્યો. ના, ના, આ જૂઠાણું છે. ના, આવું બની શકે જ નહીં. એ જૂઠાણું હતું. ઇલા પર બળાત્કાર નહોતો થયો, તે મરી નહોતી ગઈ. એ બધુંય જૂઠાણું હતું – બધુંય. તેણે રાકાને જે કહ્યું હતું તે બધું જ જૂઠાણું હતું. તેના પિતા ક્યારેય તિબેટ ગયા નહોતા. તેમણે પેલી બુદ્ધની મૂર્તિ એક ફેરિયા પાસેથી ખરીદી હતી. એમનાં ઘરમાં રીંછ અને ચિત્તા હતાં જ નહીં. હતાં માત્ર જરૂર કરતાં વધુ ખાતાં કૂતરાં અને મિજાજી પોપટો. એના પતિએ તેને ક્યારેય પ્રેમ કર્યો નહોતો, અને તેને રાણીની જેમ રાખી નહોતી – તેણે તેને માત્ર ચૂપ રાખવા પૂરતું કર્યું હતું. તેણે તો ગણિતની અધ્યાપિકા મિસ ડેવિડને જિંદગી પર્યંત પ્રેમ કર્યો હતો. તે તેની સાથે પરણી શક્યો નહોતો, કારણ કે મિસ ડેવિડ ખ્રિસ્તી હતી, પણ આખી જિંદગી એને પ્રેમ કર્યો. નંદાનાં સંતાનો – એ સંતાનો એના સ્વભાવથી તદ્દન અપરિચિત હતાં. તે તેમને સમજી પણ નહોતી અને તેમને ચાહી શકી પણ નહોતી. તે અહીં 'કેરિગ્નાનો'માં એકલી રહેતી હતી, તે તેની ઇચ્છાથી નહીં – તે અહીં એકલી રહેતી હતી કારણ કે એ માટે તેને લાચાર કરી દેવામાં આવી હતી. જે બધી મોટી મોટી ગૌરવભરી વાતોથી તેણે રાકાને મોહિત કરવા પ્રયાસ કર્યો હતો તે બધું એક બનાવટી તૂત હતું. તે વાતોએ તેને રાત્રે ઊંઘી જવામાં મદદ કરી હતી, તે એક પ્રકારની ઊંઘની ગોળીઓ હતી. તેણે રાકાને બધું જુઠ્ઠું કહ્યું હતું. ઇલાએ પણ જુઠ્ઠું કહ્યું હતું,

અથવા જૂઠ્ઠું બોલવાનો પ્રયત્ન કર્યો હતો. 'ના', તે પેલા માણસને ફોન પર કહેવા માગતી હતી, ના, તે મોટે મોટેથી રડવા ઇચ્છતી હતી, પણ જરા સરખોય અવાજ તે બહાર કાઢી શકી નહીં. તેને બદલે, તેનું ગળું અંદર ને અંદર રુંધાઈને સૂજી ગયું. એણે તેનું માથું વાળ્યું અને પછી નીચે લટકાવ્યું અને ત્યાં જ લટકતું રહેવા દીધું.

બારી પર ઘસરકો પડ્યો, જે ટક્ટક્માં ફેરવાયો અને પછી તો કોઈ થપથપાવી રહ્યું હોય એવું લાગ્યું. 'નાની, નાની' ઠંડીથી ધ્રૂજતી અને લિલીની ક્યારીમાં ઘસડાતી રાકાએ બારીમાંથી ડોકિયું કર્યું અને ગણગણી. 'જુઓ, જુઓ, નાની, મેં જંગલને આગ લગાડી છે. જુઓ, નાની, જુઓ જંગલ સળગી રહ્યું છે.' ધીમેથી ટક્ટક્ કરી, પછી જોરથી થપથપ કરતી તેણે તેનો અવાજ ઊંચો કર્યો, પછી તેણે અંદર જોવા માથું ઊંચું કર્યું અને તેણે જોયું કે નંદા કૌલ તેનું માથું લટકતું રાખી સ્ટૂલ પર બેઠેલી હતી. કાળો ટેલિફોન લટકતો હતો અને લાંબો તાર ઝૂલી રહ્યો હતો.

નીચેની ખાડીમાં આગ સુક્કાં લાકડાં અને ઘાસમાં તડ્તડ્ કરતી સળગી ઊઠી; કાળો ધુવાડો ચક્કરો લેતો પહાડ પર ચઢતો ગયો.

• • •